નથી. વિદ્યાદ્વારાએ પરમ જ્ઞાન પામી આત્યંતિક[1] સુખમાં મગ્ન થયેલા જે મહાત્માઓ, તેમની જ્ઞાનાવસ્થા એવી અલૌકિક અને અગમ્ય[2] હોયછે કે, અન્યને તેનો ભાસ પણ થવો કઠિન. ઉચ્ચ વિદ્યા અથવા જ્ઞાન કેવું શ્રેષ્ઠ છે તેવિષે શ્રીકૃષ્ણપરમાત્મા પોતાના પરમમિત્ર અર્જુનપ્રતિ ગીતામાં કહેછે કેઃ—

"सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते"

"હે અર્જુન! જ્ઞાનમાં સર્વકર્મ સર્વ રીતે સમાપ્તિ પામેછે," એવું જ્ઞાન શિરોમણિ છે. વળી તે જ્ઞાન પામનારની સ્થિતિ કેવી સુખમય થાયછે તેવિષયે કહેછે કેઃ—

"यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः"

'જે સુખનો લાભ પામી તેથી વધારે બીજો લાભ છે એવું મા-'નવાનું તેને રહેતું નથી.'

એવો ઉચ્ચ વિદ્યાનો અપ્રતિમ લાભ મેળવવા દૃઢ વિદ્યાભક્ત હોયછે તેજ માત્ર પાત્ર થાયછે. દૃઢ વિદ્યાભક્ત કેવા હોય છે તેવિષે એક અંગ્રેજ પંડિત કહેછે કેઃ—

" The purpose of his life—its end and aim—
The search of hidden truth. Careless of fame,
Of empty dignities, and dirty pelf,
Learning he loved, and sought her for herself."

"જેના જીવતરનો આશય-તેનો અન્ત અને લક્ષ્ય—ગુપ્ત સત્યનો શોધ એજ છે. કીર્ત્તિ, ખાલી પ્રૌઢતા, અને મલિન તુચ્છ ધનવિષે તો, જેને અપેક્ષાજ નહિ, જે વિદ્યામાં આસક્ત હોયછે અને વિદ્યાને અર્થેજ વિદ્યાને શોધેછે."

તમારે પણ એ ઉત્તમોત્તમ લાભની ઇચ્છા હોય તો, ઉપર કહ્યા

૧. જેનાથી બીજું કશું વધારે નહિ એવું. ૨. બીજા સાધારણ મનુષ્યથી સમજાય નહિ એવી.

પ્રમાણે લક્ષ રાખી એકનિષ્ઠાએ વિદ્યામાં તલ્લીન[1] થઇ જવા દૃષ્ટિ રાખવી. તો તેનું અલૌકિક સુખ તમને અન્તે મલશે જ.

આપણે, પદવીમાં નીચું ઉંચું, ગમે તેવું કામ કરતા હઇશું, પણ તેમાં વિદ્યાનું બલ હશે તો, તેનું નીચ કામ અન્ય ઉચ્ચની તુલના કરી શકે એવું થશે. ઉચ્ચતાનો આધાર કામની જાતિઉપર નથી પણ તેને સન્માર્ગે યથાર્થ સંપૂર્ણ કરવાઉપર છે. વિદ્યામાં સુખ થયા પછી, દેશ, કાળ, અને સ્થિતિને અનુસરતા જે કાર્યમાં–ધંધામાં કે કામમાં–પડિયે, તેમાં સર્વ લક્ષ આપી, સન્માર્ગે તે કેમ સંપૂર્ણ રીતે થાય, તેઉપરજ દૃષ્ટિ રાખવી. તેમ કરવા આપણે યોગ્ય થયાથી, તેના આધારે દેશની સેવા કરવામાં સમર્થ થવાયછે.

વિલાયતમાં નીચા ઉંચા અનેક વર્ગના ધંધા કરનારાઓ પ્રજાના પ્રતિનિધિ થઇ રાજ્યસભા (પાર્લિઅમેન્ટ) માર્ગે રાજ્યસંબંધમાં આવી સ્વદેશની સેવા કરેછે અને મહત્તા મેળવેછે. તે જ રાજ્યપ્રતાપ નીચે હાલ આપણે છિયે. તો મોડો વહેલો એ લાભ આપણને કંઇ પણ અલભ્ય નથી. એવિના બીજી પણ અનેક રીતે, જો પાત્ર થઇયે તો, દેશની સેવા કરી શકાયછે.

આપણે જે કર્તવ્ય કરી મહત્વ પામવાનું છે તે કયું છે?

આપણી અભીપ્સિત[2] મહત્તા મેળવવા, બહુ લોકને અલભ્ય એવું, એક મુખ્ય ઉત્તમ કર્તવ્ય છે; અને તે એ છે કે, આપણો અને આપણા પ્રિય દેશનો ઉદ્ધાર અને સત્ય ઉદય.

આ એક મહાઉચ્ચ અને અમૂલ્ય પુરુષાર્થ સંપાદન કરવાસારૂ, અનેક વિકરાલ[3] વિપત્તિઓના સન્મુખ થવાનું છે. અનેક પ્રતિબંધો તોડવાના છે; અનેક હાનિયો સહન કરવાની છે, અને અનેક લાભોના ભોગ આપવાના છે; અનેક કપટી લાલચોના પાશમાંથી બચવાનું છે, અને અનેક દશાન્તરો[4] એકનિષ્ઠાથી વટાવવાનાં છે;

---

૧ તેમાં એકમેક અથવા ગળી ગયા જેવાં થઇ જવું. ૨ સર્વ પ્રકારે બહુ ઇચ્છેલી તે. ૩ બીહીની જવાય એવી મોટી હરકતો. ૪ દુઃખ સુખની હાલતો.

અને સંક્ષેપમાં અનેક બલિદાન દઇ યથાર્થ ભગીરથ[1]પ્રયત્ન કરવાનો છે. પણ એ સર્વનું પરિણામ, બહુ વર્ષથી ભોગવું નથી, એવા સુખમાં અને આનંદમાં આવવાનું છે; તથા ધન્ય, ધન્ય, ધન્ય એવા સદા મનોરંજક શબ્દોમાં રમમાણ થઇ સુખમય થઈ જવામાં આપવાનું છે; એટલુંજ નથી પણ આપણે ઉંચી પ્રકૃતિના હઇયે તો તે દ્વારાયે, મધ્યે મધ્યે પણ, સંતોષ અને આનંદની જે લહરિયો આવી સુખી કરેછે તે સુખ ભોગવવામાં આવવાનું છે.

" The merchant who towards spicy regions sails,
Smells their perfume far off, in adverse gales;
With blasts which thus against the faithful blow,
Fresh oderous breathings of God's goodness flow."

BISHOP KEN.

"જેમ સુગંધી દેશો ભણી જે વ્યાપારી જલમાર્ગે જાયછે, તેને
"બહુ દૂરથી તેમની સુગંધ, સન્મુખના વાયુમાં, આવેછે, તેમ
"વાયુના સપાટા, કે જે એમ, સત્યપ્રતિજ્ઞ સામે વાયછે, તે સાથે
"ઈશ્વરના અનુગ્રહના અભિનવ સુગંધી પવનો પણ નિસરેછે."
(જે વિશ્વાસીને સુખી રાખે છે.)

અત્રે વિશેષ લખતાં અતિ વિસ્તારનો દોષ આવી જાયછે; માટે હવે આહિં અટકવું પડેછે. અસ્તોદય કેવો સ્વાભાવિક છે, તેમાં કેવા કેવા મહન્ત પુરુષો આવી ગયા છે, તેમાં મહન્ત પુરુષો કેમ વર્ત્યા છે; નિરન્તર વર્તતા અનિવાર્ય અસ્તોદયમાં કેવા વિચાર આચાર અને વ્યવહાર લાભપ્રદ છે; તેમાં કેમ વર્ત્તવું, અસ્તોદયવિષે

---

૧ ભગીરથપ્રયત્ન એટલે ભગીરથે સિદ્ધ કરેલો પ્રયત્ન. ભગીરથ નામે રાજાના પૂર્વજોએ જે પ્રયત્ન આરંભ્યો હતો તે તેના વારામાં સિદ્ધ થયો તેમ. જે કામ માથે લેવુ તેમાં મરતા સુધી પોતે મંડયાં રહેવું અને પછી પોતાના છોકરાંને સોંપતાં જવું, તેઓ પાછું તેનાં છોકરાંને સોંપે, એમ ઉત્તરોત્તર ઘણી પેઢીએ પણ કર્મ સિદ્ધ કરવું તે.

પંડિતોના કેવા સિદ્ધાન્તો છે, તે દશા ભાગ્યશાલિયોનેજ પ્રાપ્ત થાયછે; એ આદિ હવે આગળ વાંચતાં તમારા જોવામાં સંક્ષેપમાં આવશે. એ વિષય કઠિન છે. વિદ્યામાં અને વયમાં વધી કેટલુંક આ ઓછીજગા જગતનું અનુભવજ્ઞાન થયાવિના, એવા વિચારો યથાર્થ સમજવા સુલભ નથી; એ ખરૂં છે. તોપણ આજ તમારા મનઉપર તેનો આકાર આલેખાયો હશે તો, તેમાં પાછળથી અનુભવનો રંગ ભરાશે એવી આશા છે; તથા આપણા દેશનો ઉદય થવામાં, ઈશ્વર તમને યોજે, અને એ મહત્કાર્યમાં એક સાધન થવાના માર્ગમાં તમે આવો તેથી, તમારે અસ્તોદયના ઝપાટામાં આવવું પડે તો તે વેળા, તમારે સદ્બુદ્ધિથી અને ઉત્સાહથી કેવા પ્રકારના પ્રયત્નો કરવાના છે, તથા તેમાં કૃપાલુ સર્વજ્ઞ ઈશ્વર ગમે તે ફલ આપે તેમાં સંતોષ માની, તમારે અંતઃકરણ કેવું એકનિષ્ઠ, ઉચ્ચ અને શાન્ત રાખવાનું છે, તેનો કંઇક આભાસ પણ તમારા લક્ષમાં રહેશે.

ઈશ્વરને પ્રાર્થના છે કેઃ—તમારાઉપર જે ઉદયની શુભ આશા બાંધવામાં આવી છે તે સિદ્ધ કરવા જગત્ત્રાતા કૃપાલુ પ્રભુ તમને સર્વને એકસંપ અને સમર્થ કરો; અને તમે વિદ્વાન્, દેશભક્ત, સદ્ગુણી, સુશીલ, સુખી, અને જ્ઞાની થઈ કૃતાર્થ થાઓ. તથાસ્તુ.

—ooXoo—

### ચંદ્રક્રીડા છંદ.

કરે સિદ્ધ યૂરોપના શોધકો સાક્ષી વિવિધે[1] જોઈ,
સુવિદ્યાકલાવૃક્ષની મૂલ ભૂમિ હતી આ જે[2] સોઈ;
રસાલી, રલિયામણી, ઋદ્ધિ સિદ્ધિ[3] ભરેલી, રૂપાલી,
ભરતવર્ષની ભૂમિ, ભારે અનુકૂલ, ને શક્તિવાળી. ૧
પ્રથમ આર્ય લોકે જહાં બીજ નાંખ્યાં સુવિદ્યાકલાનાં[4],
સિંચીને વધાર્યાં, પછી પુષ્પ પામ્યાં બહુ તેહમાંનાં;

૧. તરેહ તરેહની જુદી જુદી. ૨ આપણો દેશ જ. ૩ વધવાની શક્તિ અને જય આપી સુખી કરનાર શક્તિ. ૪ Knowledge, Sciences and Arts.

અને સંક્ષેપમાં અનેક બલિદાન દઇ યથાર્થ ભગીરથ[1]પ્રયત્ન કરવાનો છે. પણ એ સર્વનું પરિણામ, બહુ વર્ષેથી ભોગવું નથી, એવા સુખમાં અને આનંદમાં આવવાનું છે; તથા ધન્ય, ધન્ય, ધન્ય એવા સદા મનોરંજક શબ્દોમાં રમમાણ થઇ સુખમય થઈ જવામાં આપવાનું છે; એટલુંજ નથી પણ આપણે ઉંચી પ્રકૃતિના હઇયે તો તે દ્વારાયે, મધ્યે મધ્યે પણ, સંતોષ અને આનંદની જે લહરિયો આવી સુખી કરેછે તે સુખ ભોગવવામાં આવવાનું છે.

" The merchant who towards spicy regions sails,
Smells their perfume far off, in adverse gales;
With blasts which thus against the faithful blow,
Fresh oderous breathings of God's goodness flow."

BISHOP KEN.

"જેમ સુગંધી દેશો ભણી જે વ્યાપારી જલમાર્ગે જાયછે, તેને
"બહુ દૂરથી તેમની સુગંધ, સન્મુખના વાયુમાં, આવેછે, તેમ
"વાયુના સપાટા, કે જે એમ, સત્યપ્રતિજ્ઞ સામે વાયછે, તે સાથે
"ઈશ્વરના અનુગ્રહના અભિનવ સુગંધી પવનો પણ નિસરેછે."
(જે વિશ્વાસીને સુખી રાખે છે.)

અત્રે વિશેષ લખતાં અતિ વિસ્તારનો દોષ આવી જાયછે; માટે હવે આહિં અટકવું પડેછે. અસ્તોદય કેવો સ્વાભાવિક છે, તેમાં કેવા કેવા મહન્ત પુરુષો આવી ગયા છે, તેમાં મહન્ત પુરુષો કેમ વર્ત્યા છે; નિરન્તર વર્તતા અનિવાર્ય અસ્તોદયમાં કેવા વિચાર આચાર અને વ્યવહાર લાભપ્રદ છે; તેમાં કેમ વર્તવું, અસ્તોદયવિષે

૧ ભગીરથપ્રયત્ન એટલે ભગીરથે સિદ્ધ કરેલો પ્રયત્ન. ભગીરથ નામે રાજાના પૂર્વજોએ જે પ્રયત્ન આરંભ્યો હતો તે તેના વારામાં સિદ્ધ થયો તેમ. જે કામ માથે લેવુ તેમાં મરતા સુધી પોતે મંડ્યાં રહેવું અને પછી પોતાના છોકરાંને સોંપતાં જવું, તેઓ પાછું તેનાં છોકરાંને સોંપે, એમ ઉત્તરોત્તર ઘણી પેઢીએ પણ કર્મ સિદ્ધ કરવું તે.

પંડિતોના કેવા સિદ્ધાન્તો છે, તે દશા ભાગ્યશાલિયોનેજ પ્રાપ્ત થાયછે; એ આદિ હવે આગળ વાંચતાં તમારા જોવામાં સંક્ષેપમાં આવશે. એ વિષય કઠિન છે. વિદ્યામાં અને વયમાં વધી કેટલુંક આ ઓછીજગા જગતનું અનુભવજ્ઞાન થયાવિના, એવા વિચારો યથાર્થ સમજવા સુલભ નથી; એ ખરૂં છે. તોપણ આજ તમારા મનઉપર તેનો આકાર આલેખાયો હશે તો, તેમાં પાછળથી અનુભવનો રંગ ભરાશે એવી આશા છે; તથા આપણા દેશનો ઉદય થવામાં, ઈશ્વિર તમને યોજે, અને એ મહત્કાર્યમાં એક સાધન થવાના માર્ગમાં તમે આવો તેથી, તમારે અસ્તોદયના ઝપાટામાં આવવું પડે તો તે વેળા, તમારે સદ્બુદ્ધિથી અને ઉત્સાહથી કેવા પ્રકારના પ્રયત્નો કરવાના છે, તથા તેમાં કૃપાલુ સર્વજ્ઞ ઈશ્વિર ગમે તે ફલ આપે તેમાં સંતોષ માની, તમારે અંતઃકરણ કેવું એકનિષ્ઠ, ઉચ્ચ અને શાન્ત રાખવાનું છે, તેનો કંઇક આભાસ પણ તમારા લક્ષમાં રહેશે.

ઈશ્વિરને પ્રાર્થના છે કેઃ—તમારાઉપર જે ઉદયની શુભ આશા બાંધવામાં આવી છે તે સિદ્ધ કરવા જગત્ત્રાતા કૃપાલુ પ્રભુ તમને સર્વને એકસંપ અને સમર્થ કરો; અને તમે વિદ્વાન્, દેશભક્ત, સદ્ગુણી, સુશીલ, સુખી, અને જ્ઞાની થઈ કૃતાર્થ થાઓ. તથાસ્તુ.

---

### ચંદ્રક્રીડા છંદ.

કરે સિદ્ધ યૂરોપના શોધકો સાક્ષી વિવિધે[1] જોઈ,
સુવિદ્યાકલાવૃક્ષની મૂલ ભૂમિ હતી આ જે[2] સોઈ;
રસાલી, રલિયામણી, ઋદ્ધિ સિદ્ધિ[3] ભરેલી, રૂપાલી,
ભરતવર્ષની ભૂમિ, ભારે અનુકૂલ, ને શક્તિવાળી. ૧
પ્રથમ આર્ય લોકે જહાં બીજ નાંખ્યાં સુવિદ્યાકલાનાં[4],
સિંચીને વધાર્યાં, પછી પુષ્પ પામ્યાં બહુ તેહમાંનાં;

---

૧. તરેહ તરેહની જુદી જુદી. ૨ આપણો દેશ જ. ૩ વધવાની શક્તિ અને જય આપી સુખી કરનાર શક્તિ. ૪ Knowledge, Sciences and Arts.

થયો કોપ એ કાલ ને દૈવયોગે, કુસંપો જ પેઠા,
સુધારો વધારો તિહાં સ્થોભિયો ને, પડ્યા સર્વ હેઠા. ૨
ગયા કો[1] પ્રવાસે, લઇ દિશ્ પશ્ચિમમાં[2] રોપ સાથે,
વશ્યા તે જ ઈજીપ્ત ગ્રીસાદિ યુરોપના દેશ માથે;
વિદેશી ભૂમિ, તોપિ[3], બલવન્ત બીજાતણા[4] રોપ તેથી,
વધી ફાલી ફુલી કર્યા દેશ તે સુખી સારાં ફલેથી. ૩
જુવો આજ યુરોપ અમેરિકા શ્રેષ્ઠ કેવા વિરાજે;
સુવિદ્યાકલાના પ્રતાપોથી છે જો સુખો ત્યાંજ આજે.
દિધાં જે બીજે ભૂમિ વિદેશીનીમાં ફલો શુભ એવાં,
કહો બાન્ધવો! તે ફલો થાય દેશી ભૂમિમાંહિ કેવાં? ૪
સ્વદેશી ભૂમિ, પુષ્ટિદા નીરે[5], શીતોષ્ણતાદિ[6], યથેચ્છ[7],
તિહાં કલ્પવૃક્ષો[8] પ્રફુલ્લિત થૈ દે ફલો નિત્ય, સ્વેચ્છ[9].
ઉઠો સૌ કરો તે પુનર્જીવનપ્રાપ્તિ[10]સારૂ પ્રયત્ન,
પ્રભુ આપણે દે અલૌકિક[11] ચિન્તામણિ[12] તુલ્ય રત્ન. ૫

---

૧ કોઇ, કેટલાક. ૨ યુરોપ તરફ. ૩ તો પણ. ૪ બીજા દેશની. ૫ બલ વધારે એવું પાણી. ૬ તાહાડ ગરમી વગેરે. ૭ જોઇયે એવું. ૮ મનમાં ઇચ્છિયે તે આપે એવાં ઝાડ. ૯ આપણે ઇચ્છિયે એવાં. ૧૦ Revival. વિદ્યાકલાને ફરીથી સજક કરી ફલ આણવાં. ૧૧ આ લોકમાં નથી એવું, સ્વર્ગનું. ૧૨ પારસમણી. મનમાં ઇચ્છિયે તે આપે એવો હીરો.



# अस्तोदय.

सुखस्यानंतरं दुःखं दुःखस्यानंतरं सुखम् ।
द्वयमेतद्धि जन्तूनामलंघ्यं दिनरात्रिवत् ॥

अध्यात्मरामायण. सर्गः ६ श्लोक १३.

{ सुखनी पछी दुःख जाण, दुःखअनन्तर सुख वळी;
एे बे अलंघ्य मान जन्तुने दिनरात्रिसम. }

---

"संपत्तौ च विपत्तौ च महतामेकरूपता ॥
समुद्रश्चैकरूपो हि सदा भाति धरातले" ॥ १ ॥

ગીતિ.

સંપત્તિ વિપત્તિમાં, મહાજનો એક રૂપ રે'ન ચળે;
ઉષ્ણવૃષાઋતુમાં જ્યમ, સાગર એક રૂપ રે'જ ધરણીતલે.

---

અસ્ત અને ઉદય એ આ સૃષ્ટિનો અચલ નિયમ છે. જે કાય નિરંતર થયાં જાયછે તે ગમે એવું ચમત્કારિ હોય, પણ તે સાધારણ મનુષ્યનું લક્ષ ખેંચતું નથી. સદાના સહવાસવાળા પદાર્થમાત્રની ચમત્કૃતિ અને સૌંદર્યનું મૂલ્ય મહા અનુભવ અને બુદ્ધિની આંખ જ કરી શકેછે. એક દૂરદર્શક યંત્ર કે બીજા કોઇ પ્રકારનું નવું યંત્ર હોય તો, તેને બહુજન જેવા જાયછે. પણ પોતાની જ આંખ, અને પોતાનું જ શરીરરૂપી યંત્ર, જેની તુલના, જગત્માં મનુષ્યે રચેલાં કોઈ પણ યંત્ર, કદાપિ કરી શકનાર નથી, તેનાવિષે વિચાર કરી સાનંદાશ્ચર્ય થોડા જન પામેછે.

નિત્ય ઉપયોગમાં આવતો જે અગ્નિ, તેનાવિષયે પણ થોડાંકજ મનુષ્યો વિચાર કરતાં હશે, તોપણ અગ્નિને અડકેથી દાઝેછે, તેથી

---

૧ ઓલંગાય નહિ એવું. ૨ અચરતી અને ખુબસુરતી. ૩ દુરબીન. ૪ ખુશીની સાથે અચરતી અથવા અજાયબી.

અગ્નિનો તે ગુણ, વિચાર કરી વિના પણ, અનુભવ થયાથી, બાલ્યાવસ્થામાંથી મનઉપર સજડ બેશી જાયછે. અનુભવ એ મહાલાભકારક શિક્ષક છે. અન્યના શિષ્ય કરતાં અનુભવના શિષ્ય આ જગત્માં વિશેષ જ્ઞાનનેલીધે અધિક જય પામેછે. કોઇએક વિષયના પરોક્ષજ્ઞાન[1] કરતાં તેનો અનુભવ બહુ ઉપયોગી અને અક્ષય ગણાયછે. જેમ, જૂદા જૂદા દેશના લોકોની જૂદી જૂદી ભાષાઓ છે, તે, તેજ દેશનાં મનુષ્યો, કે પછી તેનો અભ્યાસ કરનાર જ, સમજેછે; તેમ અનુભવના દેશની પણ એક ભાષા થાયછે. તે સર્વે કોઈ સાંભળી શકે ખરાં, પણ સમજે તો માત્ર અનુભવિ વર્ગનાં હોય તે જ. ભાષા જાણતાં થતો શ્રમ, અને તે ભણેથી તેમાંના ભંડાર ઉઘડી તેમાંનું સુલભ સુખ, એ બેમાંથી એકે, તેના અજ્ઞાતા સમજી શકનાર નથી; એ સર્વે દેશના અને સર્વે કાળના પંડિતોનું મત છે. તેમ અનુભવ મળતાં પ્રથમ થતું દુઃખ, અને અનુભવ મળ્યા પછી અંતે થતા લાભ અને સુખનો સ્વાદ પણ, અનુભવિયો જ સમજી શકેછે. દર્દિની ગતિ દર્દિ જ જાણે. શૂરવીરોના શરીરના ઘાનો, અને તેમનો જય થયેથી તેમના મનના સુખનો, કાયરોને સ્વપ્નમાંએ ભાસ પણ થવાનો નહિ.

હવે અસ્ત અને ઉદય ( એટલે પડતી અને ચઢતી ) એનો અનુભવ કરી લેવાનો અવસર, વર્ષ વીતેછે તેમ, ભાગ્યાનુસાર થોડો ઘણો, નિરંતર આપણ સર્વેને મળેછે. પરંતુ કેટલાક તે અવસરમાં ઉપદેશ મેલવી તેનો, ખરા મનુષ્યની પેઠે, લાભ લેછે, કેટલાક પશુની પેઠે માત્ર દુઃખ અને સુખની છાયામાં ભમ્યાં કરેછે, અને કેટલાક તેથી જડની પેઠે અજ્ઞાનીજ રહેછે.

અસ્ત અને ઉદયનું કાર્ય અખંડ થયાં જાયછે, આપણા ઘરમાં નિત્ય દીવા થાયછે તેમાં કોઇનું લક્ષ ખેંચાતું નથી, પણ તે દીવો મહત્ રૂપ ધરી, આગના આકારમાં દેખાયછે, અર્થાત્ આગ લાગેછે, ત્યારે તે સર્વે લોકનું લક્ષ ખેંચેછે; તેમ નિત્યનો સામન્ય અ-

---

૧ અનુભવવગર માત્ર સાંભલીને જાણવું તે.

સ્તોદય કંઈ વિશેષ રૂપ ધારણ કરેછે, ત્યારે તે સર્વનું લક્ષ ખેંચેછે; અને તે વેળા સર્વને સમજણ પડેછે. થોડાં વર્ષોથી ઉદય અસ્ત જરા વિશેષ રૂપ ધરતો આવેછે તેથી સર્વને સમજણ પડવાનો સંભવ છે.

અસ્ત અને ઉદય એ બે અવશ્યક દ્વન્દ્વ (જોડું) છે. આ બ્રહ્માંડની રચનામાં અનેક દ્વન્દ્વ દૃષ્ટિએ પડેછે. રાત્રિ દિવસનું જોડું, નરનારીનું જોડું, બે પગનું જોડું, બે આંખનું જોડું, પક્ષીમાં બે પાંખનું જોડું, તેમ અસ્ત અને ઉદય અથવા દુઃખ અને સુખનું પણ જોડું છે. કોઇ પણ જોડ ખંડિત થાય તો તે અપંગ ગણાયછે. પક્ષી એક પાંખથી ઉડી શકતું નથી, મનુષ્ય એક પગથી ચાલી શકતું નથી. અસ્ત ઉદય અથવા દુઃખ સુખ જેવાં સહજ છે તેવાંજ સર્વગત અને ઉપયોગનાં છે. અસ્ત ઉદય સર્વ સ્થલે વ્યાપેલ છે, એટલે કોઇ નામરૂપવાન્ પદાર્થમાં અસ્ત ઉદય નથી એમ નથી. અસ્ત અને ઉદયની ઘટમાલ એ ઈશ્વરની લીલાના મહિમામાંનો એક મુખ્ય પ્રબોધક મહિમા છે.

શેક્સપીઅર નામે અંગ્રેજ મહાકવિ કહેછે કે—

"For what is it on earth,
Nay under heav'n continues at a stay?
Ebbs not the sea, when it hath overflown?
Follows not darkness when the day is gone?
And see we not sometimes the eye of heav'n
Dimm'd with o'erflying clouds?"

### છપય.

શું નથી થાતો ઓટ, ભરતી સાગરમાં આવી?
શું નાવે અંધારૂં, દિવસ યદિ જાય સધાવી?
શું નથી જોતા સર્વ, કદાચિત્ દૃષ્ટિબલથી
વ્યોમ જ કેરી આંખ રવિ ઝાંખો વાદળથી?
આ સૃષ્ટિઉપરનું સહુ, વળી આકાશતલેતણું
કદિ કશું દીઠું છે સ્થિર નિત, કહો વિચારી મનમાં ઘણું?

યથાર્થ છે. આપણા બ્રહ્માંડનું કેન્દ્ર[1] સૂર્ય, તેનો ઉદય અને અસ્ત આપણે અહર્નિશ જોઇયે છિયે. આપણી પૃથ્વીનો ઉપગ્રહ ચંદ્ર, તેની પણ વૃદ્ધિ અને ક્ષય દેખાયછે.

આપણી પૃથિવી પણ નિરંતર ભમ્યાં કરેછે. પૃથિવીઉપરના ખંડોનો પણ અસ્તોદય થયોછે. એશિયાખંડ પૂર્વે શ્રેષ્ઠ ગણાતો. એશિયાખંડે પૂર્વે રાજ્ય સ્થાપ્યાં હતાં; એશિયાખંડના પંડિતોએ પ્રથમ સર્વ શાસ્ત્રોનાં બીજ ઉત્પન્ન કર્યાં. એશિયાખંડના અમરપુત્ર વાલ્મીકિ, વ્યાસ, પાણિની, ગૌતમ, શંકર, કાલિદાસ, આદિ; કોનફ્યુશિયસ, હોમર, ફેરદુશી, શેખશાદી આદિ મહાજનો જગત્જાણીતા છે. અખિલ જગત્ના સુખનું મૂલ જે ધર્મ, તે પણ એશિયાખંડના પુત્રોએજ આ જગત્ને આપ્યોછે. વેદધર્મના પ્રવર્ત્તાવનારા, બૌદ્ધધર્મનો સ્થાપનાર બુદ્ધ, પારશી ધર્મનો સ્થાપનાર ઝોરોઆસ્ટર, ક્રિશ્ચિયન ધર્મનો સ્થાપનાર ક્રાઇસ્ટ, મુસલમાન ધર્મનો સ્થાપનાર મહંમદ, અર્થાત્ આ જગત્ના મુખ્ય ધર્મસ્થાપકો સર્વે, એશિયાખંડનાજ દેવાંશી પુત્ર છે. એક સમયે એ રીતે એશિયાખંડનો ઉદય પણ હતો; અને આજ પ્રમાણમાં અસ્ત પણ છે. જે સમયે એશિયાખંડ પ્રકાશતો, તે સમયે યુરોપ અને અમેરિકામાં અંધકાર હતો. તેની આજ કેટલાક વિષયમાં કેવી વ્યુત્ક્રમ[2] સ્થિતિ! આજ યુરોપના, અને તેમાંથી પણ તે ખંડના ઉપગ્રહ જેવા ન્હાના દૂરના બેટના પુરુષો, એશિયા ખંડમાંજ પૂર્વે ઉત્પન્ન થયેલા જ્ઞાનબલના સહકુટુંબ સાધનથી, તેજ એશિયાખંડના હ્રદયનો મણિ જે ભરતખંડ, તેનાઉપર, રાજ્ય ચલાવે! આહા! આ કેવું અદ્ભુત અવસ્થાન્તર! આજ યુરોપ અને અમેરિકાખંડો પ્રવૃત્તિમાર્ગમાં એશિયાખંડથી કેટલા ચડતા છે! કાળચક્રમાં એશિયા હવે ધૂલમાં રગદોળાઈ ઉપરનાનો ભાર વેઠી દુઃખ સહેછે; અને યુરોપ પોતાનો ભાર એશિયાખંડ ઉપર મૂકી તેનાઉપર આકાશમાં રમી રહ્યું છે. દે-

---

૧ મધ્યબિંદુ. ૨ ઉલટી.

શની તેમ નગરની[1] પણ એજ રીતે ચડતી પડતી થાયછે. આપણા આર્યાવર્તમાંજ જોઇયે. અયોધ્યા અને હસ્તિનાપુર જેવાં નગર ક્ષય પામતાં ગયાં; અને કલકત્તા જેતું તે વેળા નામ પણ નહિ, તે આજ સર્વોપરી. વલી વલ્લભી અને અણહિલપુર, જ્યાં એક સમયે લક્ષ્મી, સરસ્વતીના[2] જલને મસ્તકઉપર લઇ ઘેર ઘેર ફરી, લોકોની તૃષા મટાડી સુખી સંતોષી કરતી, તેનાં નામ પણ થોડાજ જાણતા હશે: અને આ મુંબઇપુરી! જ્યાં બસેં ત્રણસેં વર્ષઉપર એકલા માછી અને ભોઈનાં ઝુપડાં પણ પૂરાં નહતાં, અને પાટણની ઉદય વેળા જ્યાં કદાપિ મનુષ્યની દૃષ્ટિ પણ નહિ પડી હોય, તે મુંબઈ આજ જુવો! તે જગતપ્રસિદ્ધ એક સુંદર પુરી થઇ પડીછે. મુંબઈનાં કહેવાતાં ઝુપડાં જેવી આજ અણહિલપુરમાં નવી હવેલી નહિ હોય. અને મુંબઇમાં પોતામાંજ જુવો. જ્યાં ધૂલ ઊડતી હતી ત્યાં "એલ્ફિન્સ્ટન સર્કલ" અને જ્યાં પથ્થરનો મહા બલવાન્ કોટ હતો ત્યાં આજ કાકરા ઊડેછે! અને 'બાક બે' આગલ જ્યાં જલ હતું ત્યાં સ્થલ અને વલી તેઉપર લોહમાર્ગ[3] અને અગ્નિરથ.[4]

### દુહો.

ઉગ્રકાળ [5]વિકરાલની (બે) પાંખ ઉદયને અસ્ત;
નિશ્ચય તેની છાયમાં, આવે વસ્તુ સમસ્ત.

પદાર્થમાત્રનો એ રીતે નિરંતર, [6]અપવાદરહિત, અસ્તોદય છે; તો મનુષ્યપ્રાણીનો હોય એમાં તો નવાઇ શી?

મનુષ્યપ્રાણીને તો એક નહિ પણ, અનેક પ્રકારના અસ્ત અને ઉદય નિરંતર થયાં જાયછે. જન્મથી તે મરણ પર્યન્ત દેહમાં વૃદ્ધિ ક્ષય[7] થાયછે એ તો સ્પષ્ટજ છે. શરીર, યુવાવસ્થાના મધ્યાહ્ન થાય

---

૧ શેહેર. ૨ અણહિલપુર પાટણમાં સરસ્વતી નામની નદી છે. ૩ રેલવે ૪ આગગાડી. ૫ મ્હોટો ભયંકર કાલ ૬ without exception. ૭ વધવું ઘટવું.

ત્યાં સુધી ઉદય પામી, પછી ક્ષય પામતું અન્તે અસ્ત થઈ રાખ થઇ ઊડી જાયછે. મનમાં નિરંતર આશાના, નિરાશાના અને તજ્જન્ય તે સુખદુઃખના અસ્ત ઉદય થયાં જાયછે તે તો જૂદા. આઉપરથી એક નિર્ણય આપણે સ્મરણમાં રાખવાનો છે કે અસ્ત અને ઉદય એ અચલ નિયમથી થયાં જાયછે.

જગન્મનોહર શકુંતલામાં કાલિદાસ કવેછે કેઃ—

यात्येकतोऽस्तशिखरं पतिरोषधीना-
माविष्कृताऽरुणपुरःसर एकतोऽर्कः ।
तेजोद्वयस्य युगपद्व्यसनोदयाभ्यां
लोको नियम्यत इवात्मदशान्तरेषु ॥
चतुर्थाऽङ्के श्लोकः १

વિવરણઃ— એક પાસ, અસ્ત થવાના કાલે, બહુરોગાદિની અતિદુઃસહ સહસ્ર વિપત્તિઓની વિનાશક ઓષધિઓ જેવા સમર્થ અસંખ્ય સેવકોનો પતિ જે ચંદ્ર, તે, એવાં બહુ સબલ સાધન છતાં પણ, અસ્તશિખરપ્રતિ જાયછે-ઉંચેથી નીચે પડતો હોય એમ દેખાયછે; બીજી પાસ, ઉદય થવાના સમયે, અસમર્થ અરુણ નામે સારથિ પુરઃસર છે જેને એવો સૂર્ય, તે, બીજાં કંઇપણ સાધન ન છતાં, અપંગ અરુણને ઉગાડી પોતે પણ બહાર આવેછે-પ્રકટ થઇ નીચેથી ઉંચે જાયછે. એ તેજોદ્વય-ચંદ્ર તથા સૂર્ય-ના અસ્ત તથા ઉદય, લોકોને જાણે પોતાના દશાન્તર વિષે નિયમ કરાવતા ન હોય એમ જણાયછે. તેઓ સૂચવેછે કે અસ્ત અને ઉદય અનિવાર્ય છે અને થાયછે, એટલુંજ નહિ પણ વળી, અસ્ત થાયછે તે ઉદય સારૂ, અને ઉદય અસ્ત સારૂ પણ હોયછે. માટે વિપત્તિ દશામાં આવી પડતાં શોકને સ્વાધીન ન થતું, પણ ધૈર્યથી મહાશયતામાં વર્ત્તવું.

મનુષ્યપ્રાણીના એ અનિવાર્ય સામાન્ય અસ્તોદયના બે ભાગ કરિયે, તો તેમાં એક સ્વસંબંધી, અને એક લોકસંબંધી, એવા

થાય. સ્વસંબંધી એટલે મનુષ્યમાત્રને રાત્રિદિવસ પોતાના અન્તઃકરણમાં અનેક સ્પષ્ટાસ્પષ્ટ કારણથી હર્ષ શોક થયાં જાયછે તે. એ સ્વસંબંધી ઉદય અસ્તવિષે લખતાં પાર આવે એવું નથી; કારણ વિવિધ પ્રકૃતિનાં કોટયવધિ મનુષ્યોને અનેક પ્રસંગથી અસંખ્ય પ્રકારના, પલ પલમાં હર્ષ શોક થયાં કરેછે. વિદ્યુત્થી (વિજલી) પણ અન્તઃકરણ વા મનનો વેગ વધારે છે. અને અન્તઃકરણઉપર અસ્તોદયનો એટલે શોકહર્ષનો આધાર રહ્યો, તેથી તેની ગણના થઇ શકે એવું નથી.

એ વિષય અતિસૂક્ષ્મ અને ગહન છે. બહુ સત્સમાગમ, અધ્યયન, અવલોકન, શ્રવણ, અનુભવ અને વારંવાર મનનાદિના અભ્યાસથીજ અન્તઃકરણનું વિલક્ષણ સ્વરૂપ સમજાઇ, તેના વિચિત્ર સ્વભાવ તથા શક્તિનું બલ પરખાયછે. તે અન્તઃકરણ અથવા મન યથાર્થ ઓલખાય અને સ્વાધીન થાય તો તેના જેવો સહાય અન્ય કોઇ નથી. પુરુષાર્થ પણ તે દ્વારાજ પ્રાપ્ત થઇ જીવન સફલ થાયછે. સર્વદા પ્રાપ્ત પરમાનન્દની પ્રાપ્તિ પણ અન્તઃકરણદ્વારા જ થવાની છે. અર્થાત્ મનુષ્યનું સર્વસ્વ અન્તઃકરણ જ છે. અન્તઃકરણ સ્વાધીન થઇ સાત્વિક રેહે તો પછી તેનો ધારણકરનાર અસ્તોદયની સીમાથી પાર જઇ અનુપમ સુખાનન્દ ભોગવે છે. સૂર્યમાં વાસ કરનારને સદા દિવસ જ હોય, અંધકાર હોય જ નહિ. તે પ્રમાણે શુદ્ધ સાત્વિક વૃત્તિ સમયે અન્તઃકરણની સ્થિતિ હોયછે. સંક્ષેપમાં

**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।**

મનુષ્યોને, બંધન અને મોક્ષનું અથવા દુઃખ અને સુખનું કારણ મન જ છે. એ યથાર્થ છે.

"It is the mind that makes good or ill,
"That maketh wretch or happy, rich or poor:"

*Spenser.*

ત્યાં સુધી ઉદય પામી, પછી ક્ષય પામતું અન્તે અસ્ત થઈ રાખ થઇ ઉડી જાયછે. મનમાં નિરંતર આશાના, નિરાશાના અને તજ્જન્ય સુખદુઃખના અસ્ત ઉદય થયાં જાયછે તે તો જૂદા. આઉપરથી એક નિર્ણય આપણે સ્મરણમાં રાખવાનો છે કે અસ્ત અને ઉદય એ અચલ નિયમથી થયાં જાયછે.

જગન્મનોહર શકુંતલામાં કાલિદાસ કવેછે કેઃ—

यात्येकतोऽस्तशिखरं पतिरोषधीना-
माविष्कृतारुणपुरःसर एकतोऽर्कः ।
तेजोद्वयस्य युगपद्व्यसनोदयाभ्यां
लोको नियम्यत इवात्मदशान्तरेषु ॥

चतुर्थाऽङ्के श्लोकः १

વિવરણઃ— એક પાસ, અસ્ત થવાના કાલે, બહુરોગાદિની અતિદુઃસહ સહસ્ર વિપત્તિઓની વિનાશક ઓષધિઓ જેવા સમર્થ અસંખ્ય સેવકોનો પતિ જે ચંદ્ર, તે, એવાં બહુ સબલ સાધન છતાં પણ, અસ્તશિખરપ્રતિ જાયછે-ઉંચેથી નીચે પડતો હોય એમ દેખાયછે; બીજી પાસ, ઉદય થવાના સમયે, અસમર્થ અરુણ નામે સારથિ પુરઃસર છે જેને એવો સૂર્ય, તે, બીજું કંઇપણ સાધન ન છતાં, અપંગ અરુણને ઉગાડી પોતે પણ બહાર આવેછે-પ્રકટ થઇ નીચેથી ઉંચે જાયછે. એ તેજોદ્વય-ચંદ્ર તથા સૂર્ય-ના અસ્ત તથા ઉદય, લોકોને જાણે પોતાના દશાન્તર વિષે નિયમ કરાવતા ન હોય એમ જણાયછે. તેઓ સૂચવેછે કે અસ્ત અને ઉદય અનિવાર્ય છે અને થાયછે, એટલુંજ નહિ પણ વળી, અસ્ત થાયછે તે ઉદય સારૂ, અને ઉદય અસ્ત સારૂ પણ હોયછે. માટે વિપત્તિ દશામાં આવી પડતાં શોકને સ્વાધીન ન થવું, પણ ધૈર્યથી મહાશયતામાં વર્ત્તવું.

મનુષ્યપ્રાણીના એ અનિવાર્ય સામાન્ય અસ્તોદયના બે ભાગ કરિયે, તો તેમાં એક સ્વસંબંધી, અને એક લોકસંબંધી, એવા

કનક,[1] કાન્તા[2] અને કીર્ત્તિ[3] એ ત્રણ પદાર્થો અસાવધ જગત્‌ને મોહ ચડાવી પરવશ કરેછે. આખા જગત્‌નાં મનુષ્યપ્રાણીને ગતિમાં મૂકનાર એ ત્રણ પદાર્થ છે; તેથી તે અનુપયોગી[4] છે એમ નથી. કનક કાન્તા અને કીર્ત્તિ ઉપરનો ભાવ અને લોભ જ્યાં સુધી નીતિમાં અને મર્યાદામાં રહેછે ત્યાં સુધી તે આ જગત્‌ના વ્યવહારને અર્થે અતિ ઉપયોગી છે. પરંતુ જ્યારે તે લોભ મર્યાદા મૂકેછે—અને વિરલ પુરુષો જ તેને મર્યાદામાં રાખી શકેછે—તે વેળા, વરાળ વધેલા વરાળયંત્રની પેઠે, આ જગત્‌માં તે લોભ ભારે અવ્યવસ્થા કરી મૂકેછે.

કનકના લોભી મનુષ્યો નાણાં મેળવવાના લોભમાં અનેક કાળાં ધોળાં કરેછે. કાન્તાના લોભી વિષયી મનુષ્યો સ્ત્રિયોને વાસ્તે અનેક કુકર્મો કરેછે. કીર્તિના લોભી દંભી મનુષ્યો કીર્ત્તિને સારૂ બહારથી ઇંદ્રવાયણાના ફલ જેવો સારો દેખાવ રાખેછે; પણ અન્તર્‌માં તેમ નથી હોતું. એ રીતે બહિર્‌થી સદ્‌ગુણનો રંગ રાખનાર પણ અંતર્‌નાં કપટી મનુષ્યો ઘણાં નિર્દોષ મનુષ્યોને પાશમાં ફસાવી દુઃખમાં નાંખેછે.

ઉપયોગી ગુણનો દુરુપયોગ થયેથી તેનો મહાદુઃખદાયક પરિણામ થાયછે; અને એવો દુરુપયોગ કરનાર જે દેશમાં બહુ મનુષ્યો થાયછે ત્યાં પ્રથમ તે મનુષ્યોનો, અને અંતે તે દેશનો, નીચઅસ્ત થાયછે. કારણ નીચઅસ્તરૂપી કાર્ય દુરાચાર અને કુકર્મરૂપી મૂલકારણમાંથી જ પેદા થાયછે.

દુરાચાર વા કુકર્મનો બહારનો આકાર એટલો બધો મોહક અને બલવાન્ હોયછે કે તે મનુષ્યોને અસાવધ કરી ફસાવેછે. દુરાચારી ન થવા તથા પાપકર્મ નકરવાવિષે અનેક સદ્‌પુરુષો સદા બોધ કરતા આવ્યા છે, અને રાજ્યકર્તા શિક્ષા કરેછે, તથા સર્વ મનુષ્યો પાપકર્મને ધિક્કારતાં જણાયછે, તોપણ પાછો તેના પા-

---

૧ પૈસો. ૨ બાયડી. ૩ મ્હોટાઇ. ૪ નકામા.

શમાં વિશેષ ભાગ પડેછે. એવો દુરાચાર અને પાપકર્મનો ચમત્કાર છે. જે મનુષ્યો દુરાચાર તથા પાપકર્મને ધિક્કારે છે, તેજ મનુષ્યો પાછાં તેવાં કર્મ કરેછે, એ વિપરીત સંભવ સમજાય નહિ એવો છે, તથાપિ છે ખરો. દિનપ્રતિદિન તે પાપનો કાળો રંગ પાપકર્મ કરનારને કાળા કરેછે અને અંતે કોઇ વિશેષરૂપ ધરી પાપીનો અસ્ત કરેછે. આવો નીચ અસ્ત અસંખ્ય મનુષ્યો પામેછે.

છાનાં કુકર્મ કરી કેટલાંક મનુષ્ય જગત્માં થોડી વાર દેખાતો ઉદય પામેછે. જેમકે અસત્, કપટ, ચોરી, હિંસા આદિ કરી અયોગ્ય માર્ગે ધન કમાવવું અને પછી ધનવાન્ બની મહાજનમાં ગણાવું. પરબુદ્ધિ વા પરના પરાક્રમના ધણી થઈ પડી તે પરતેજથી પોતાનો પ્રકાશ દેખાડવો. એવા એવા અનેક અયોગ્ય માર્ગથી કોઇ કોઇને ઉદય પામતા જોઇયે છિયે. સામાન્ય મનુષ્યો તે કાળે કેહેછે કે "ધર્મીને ઘેર ધાડ અને કુકર્મીને ઘેર કુશળ" એવું જોવામાં આવેછે. તેને વૃદ્ધ અનુભવી મનુષ્યો ઉત્તર આપેછે કે "અંતે ધર્મે જય અને પાપે ક્ષય" એ જ સત્ય છે. નીચ ઉદય તે એક ભારે અસ્ત જ છે. એવો ઉદય થાય તે કરતાં રંક દશામાં રહેવું બહુજ સારૂં છે. અયોગ્ય માર્ગે ઉદય પામેલાં મનુષ્યની ઉપર, આ લોકમાં, સર્વ સમજુ મનુષ્યો ધિક્કારથી જુવેછે એટલું જ નહિ પણ, તેને પોતાને ઇશ્વરને ત્યાં ઉત્તર આપવો કઠિન થઇ પડવાનો. બહુ કરીને તો તેનાં પાપ તેને આ જ લોકમાં જરા ઉંચે ચડાવી એવાં તો પાછાં નીચે પછાડેછે કે, ઉદયના દેખાતા સુખ કરતાં અસ્તનું ખરૂં દુઃખ બહુ ગણું થઈ પડી તેને કળ વળવા દેતું જ નથી. કદાપિ અહિં બચ્યો તો મરણ પછી તો પાપીને અધોગતિ કે નરક છે જ. એ રીતે નીચ અસ્ત અને નીચ ઉદય એ બન્ને અધમ છે.

તેમ ઉચ્ચ અસ્ત અને ઉચ્ચ ઉદય એ ઉભય ઉત્તમ છે. સદાચાર અને સતકર્મનું તો નિઃસંશય ઉદય જ ફલ હોય છે, તો પણ ફલોદયના

સમયનો વિલંબ હોવાથી વા, કોઈ દુર્ગુણી દેશમાં વસવાથી, વા, કોઇ દુર્ગુણી કાળમાં હોવાથી, સત્કર્મીનો અસ્ત હોય એવું તે કાળે વા તે દેશમાં દેખાયછે. પરંતુ એવા પરદષ્ટિગત[1] અસ્ત પરિણામે મહાજનોના ઉદયને અધિક સ્થિર રાખવાનું સાધન થઈ પડેછે, તો તે અસ્ત કહેવાય જ નહિ, પણ તે ઉદયનો પ્રકાશ અધિક દર્શાવનાર એક સાધન છે. સદાચરણી અને સતકર્મી પુરુષો, પોતાના સદ્ગુણરૂપી કવચ[2]થી એવા તો રક્ષાયલા હોયછે કે, તેમને બહારના વિકારો કિંચિત્ માત્ર પણ અસર કરી શકતા નથી. તેઓ પોતાના સદ્વિચાર અને સત્કર્મના સુખમાં મગ્ન રહી શકેછે. અને અન્વર્થ મહન્ત પુરુષો તો ખરેખરા તેવા જ પુરુષો છે તે જ છે. આપણા દેશના ઋષિ, મુનિ આદિ મહાત્માઓ અને ગ્રીસના પંડિત સોક્રટીસ ( સુકૃતિ ) આદિનાં જીવનચરિત્ર જે જાણતું હશે તે આ કેહેવું સમજશે. સનમાર્ગે ચાલતાં અને સત્કર્મ કરતાં તેમને વિડંબના સહેવી પડીછે. કોઈ કોઈ કાળે દેહાન્ત દુઃખ સહેવું પડ્યુંછે. પણ તેમનો ઉદય પણ જુવો. આજ પણ સર્વ વિદ્વાનોના મનમાં ચકચકિત તારાની પેઠે તેઓ ઉદય પામી રહ્યા છે.

પોપ કવિ પોતાના એક બોધક કાવ્યમાં કહેછે કેઃ—

> Who noble ends by noble means obtains,
> Or failing, smiles in exile or in chains,
> Like good Aurelieus let him reign, or bleed
> Like Socrates, that man is great indeed.
>
> Essay on Man.

" મહા પુરૂષ તો ખરેખર તે જ છે કે, જે ઉંચ સાધનથી ઉંચ પુરુષાર્થ સંપાદન કરેછે, કદાપિ તેમ કરતાં નિષ્ફલ થાય, અને દેશપાર કરેલ કે બંધનમાં હોય તોપણ તે પ્રસન્ન રહેછે. સારા

---

૧ પારકાની નજરે દેખતા. ૨ બખતર.

શમાં વિશેષ ભાગ પડેછે. એવો દુરાચાર અને પાપકર્મનો મત્કાર છે. જે મનુષ્યો દુરાચાર તથા પાપકર્મને ધિક્કારે તેજ મનુષ્યો પાછાં તેવાં કર્મ કરેછે, એ વિપરીત સંભવ જાય નહિ એવો છે, તથાપિ છે ખરો. દિનપ્રતિદિન તે પા કાળો રંગ પાપકર્મ કરનારને કાળા કરેછે અને અંતે કોઇ ષરૂપ ધરી પાપીનો અસ્ત કરેછે. આવો નીચ અસ્ત આ મનુષ્યો પામેછે.

છાનાં કુકર્મ કરી કેટલાંક મનુષ્ય જગત્માં થોડી વાર દે ઉદય પામેછે. જેમકે અસત્, કપટ, ચોરી, હિંસા આદિ અયોગ્ય માર્ગે ધન કમાવવું અને પછી ધનવાન્ બની મ નમાં ગણાવું. પરબુદ્ધિ વા પરના પરાક્રમના ધણી થ તે પરતેજથી પોતાનો પ્રકાશ દેખાડવો. એવા એવા અને યોગ્ય માર્ગથી કોઇ કોઇને ઉદય પામતા જોઇયે છિયે. મનુષ્યો તે કાળે કેહેછે કે "ધર્મીને ઘેર ધાડ અને કુકર્મ કુશળ" એવું જોવામાં આવેછે. તેને વૃદ્ધ અનુભવી મ ત્તર આપેછે કે "અંતે ધર્મે જય અને પાપે ક્ષય" એ છે. નીચ ઉદય તે એક ભારે અસ્ત જ છે. એવો ઉદય કરતાં રંક દશામાં રહેવું બહુજ સારૂં છે. અયોગ્ય મા પામેલાં મનુષ્યની ઉપર, આ લોકમાં, સર્વ સમજુ મ ક્કારથી જુવેછે એટલું જ નહિ પણ, તેને પોતાને ઇ ઉત્તર આપવો કઠિન થઇ પડવાનો. બહુ કરીને તો તેને આ જ લોકમાં જરા ઉંચે ચડાવી એવાં તો પાછાં છાડેછે કે, ઉદયના દેખાતા સુખ કરતાં અસ્તનું ખરૂં ગણું થઈ પડી તેને કળ વળવા દેતું જ નથી. કદાપિ ત તો મરણ પછી તો પાપીને અધોગતિ કે નરક છે નીચ અસ્ત અને નીચ ઉદય એ બન્ને અધમ છે.

તેમ ઉચ્ચ અસ્ત અને ઉચ્ચ ઉદય એ ઉભય ઉત્ત અને સત્કર્મનં તો નિઃસંશય ઉદય જ ... હોય છે તો

હોય તેને, ઉદયઅસ્તની અધિક આશા રાખવાની અગત્ય છે. ગુણી જનોને ઉદય અસ્ત પ્રકાશમાં આણેછે. મહાજનોના શુદ્ધ, અશુદ્ધ ગુણની પરીક્ષા ઉદયઅસ્તમાં જ થાયછે. ઉદયઅસ્તનો અગ્નિ એવો તો બલવાન્ છે કે, મનુષ્યમાત્રના ગુણને અને મનની અંતરની વૃત્તિઓને ઉકાળે ચડાવેછે. અસ્તોદયના સમયમાં અંતરસ્થ સર્વ ગુણ પ્રકટ થઈ બહાર નીસરી આવેછે. તે વેળા જે શુદ્ધ અને ઉત્તમ ગુણ હોયછે તે અધિક નિર્મલ થઈ, અધિક પ્રકાશ પામેછે. અને અશુદ્ધ અને નીચ ગુણ હોયછે તે બળી જઈ કાળાશ પામી જાયછે.

આપણા સૂર્યમંડલના અતિકાય[1] ગ્રહો, એક સૂર્યના આકર્ષણને લીધે સદાકાળ ભ્રમણમાં રહ્યાં કરેછે. તો આપણે અલ્પકાય[2] મનુષ્યો, જેને આ જગત્માં અહંતાનાં, મમતાનાં, તથા ધન, કીર્ત્તિ, અધિકાર, પ્રજા, સ્નેહી, સંબંધી આદિ, અનેક પ્રકારના પદાર્થનાં આકર્ષણ, તેની શી દશા કહેવી? આપણે તો ભ્રમણનાં ચક્રથી મૂર્છાગત જ થઈ રહિયે છિયે. આપણામાંના નિર્બલ મનુષ્યો તો અસ્તોદયના મહાચક્રનું ભ્રમણ દૂરથીજ દેખી મૂર્છા પામેછે. અધિક ગુણ અને બલવાળાં મનુષ્યો તે મહાચક્રની પાસે જઈ, તેના સામર્થ્યથી ચાલતાં યંત્રોઉપર ચડી થોડે ઘણે સુધી જઈ શકેછે. એ મહાચક્રના યંત્રઉપર જેટલી વાર ટકી અગાડી ઊંચે ચડી શકાય તેના પ્રમાણમાં કીર્ત્તિનો વિસ્તાર થાયછે. એક કવિ કહેછે કે:—

" संपदो महतामेव महतामेवचापदः
वर्धते क्षीयते चन्द्रो न तु तारागणः क्वचित्. "

'જેમ ચંદ્ર ઘટેછે અને વધેછે પણ તારાગણ તો કદાપિ પણ તેમ નથી દેખા, તેમ મહાનને જ આપત્તિ અને મહાનને જ સંપત્તિ આવેછે.'

---

૧ અતિશય મ્હોટા શરીરવાળા. ૨ છેક ન્હાના શરીરવાળા.

પડેછે. જેમ ભાગ્ય ચંચલ છે તેમ તેની દૃષ્ટિ પણ ચંચલ છે. ઉદય અને અસ્ત બેમાંથી એકે સ્થિર થઈ રહેતું નથી. જલનો અંત સ્થલમાં અને સ્થલનો અંત જલમાં આવેછે, તેમ સાંસારિક સુખનો અંત દુઃખમાં અને દુઃખનો અંત સુખમાં આવ્યાં જાયછે. સામાન્ય ઉદય અસ્ત સર્વનો થયાં જાયછે, પરંતુ વિશેષ ઉદય અસ્ત મહાજનોનો થાયછે. ઉદય અને અસ્ત એ પ્રતાપિ મહાજનોનાં ચિહ્ન છે. એમ સમજી તે આવેથી બહુ સાવધાનતા રાખવી, તેનાથી કાયર થવું નહિ. વીર્યહીન થઈ વિમુખ[1] થતા મનુષ્યઉપર વિપત્તિ વિશેષ બલવતી થઇ પડેછે, માટે શૂરવીર થઇ તેના સન્મુખ થવું જોઇયે. પૂર્વે કહ્યા પ્રમાણે ઉદય અસ્ત એ બેએ કાળની પાંખો છે. તેથી તેઉપર ટકી બેસનારના નામનો આ જગત્માંથી નાશ થતાં વાર લાગેછે. જે મહાજનોનાઉપર, ઉદયઅસ્તની ટંકશાલમાંથી છાપ છપાઈ છે, તેનાં નામ, નાણાની પેઠે, બહુ દેશમાં બહુવેલાસુધી ચાલેછે. કોઇનો પ્રથમ અસ્ત હોયછે અને પછી ઉદય થાયછે. કોઇનો પ્રથમ ઉદય હોયછે અને પશ્ચાત્ અસ્ત થાયછે. કોઇને આ જગતઉપરના પ્રવાસમાં માત્ર એક જ દશા પ્રાપ્ત થાયછે. બીજી દશા થતા પેહેલાં તેવાં મનુષ્યોના ઉપર મરણરૂપી અભેદ્ય પડદો પડેછે, એટલે તેના અંતરમાં તે મનુષ્યોની કેવી દશા થાયછે, તે આપણા કળવામાં પ્રત્યક્ષ આવતું નથી. આ જગત્માં ઉચ્ચ ઉદયના મધ્યાહ્ન[2] થતાં જેનાઉપર મરણના પટનું અંતર આવેછે તે મહાભાગ્યશાલી ગણાયછે.

સતત[3] ગતિમાં નિરંતર ભ્રમણ કરનાર આપણી પૃથ્વી, તેના વાસી આપણે સર્વે, તેમનાઉપર ઉદય અને અસ્ત આવ્યા વિના રહેનાર નહિ, એ નિશ્ચિત છે. તેમાં વળી જે વિશેષ ધનવાન્ હોય, વિશેષ બલવાન્ હોય, વિશેષ બુદ્ધિમાન્ કે અધિકારવાન્ હોય, અને સંક્ષેપમાં કોઈ પણ ગુણવડે વિશેષ ગુણવાન્ થયેલ

---

૧ પુઠ દેખાડનાર; પાછા નાસનાર. ૨ બપોર, પૂરી ચડતી થાય કે તુરત. ૩ હમેશની.

હોય તેને, ઉદયઅસ્તની અધિક આશા રાખવાની અગત્ય છે. ગુણી જનોને ઉદય અસ્ત પ્રકાશમાં આણેછે. મહાજનોના શુદ્ધ, અશુદ્ધ ગુણની પરીક્ષા ઉદયઅસ્તમાં જ થાયછે. ઉદયઅસ્તનો અગ્નિ એવો તો બલવાન્ છે કે, મનુષ્યમાત્રના ગુણને અને મનની અંતર્ની વૃત્તિઓને ઉકાળે ચડાવેછે. અસ્તોદયના સમયમાં અંતરૂસ્થ સર્વ ગુણ પ્રકટ થઈ બહાર નીસરી આવેછે. તે વેળા જે શુદ્ધ અને ઉત્તમ ગુણ હોયછે તે અધિક નિર્મલ થઈ, અધિક પ્રકાશ પામેછે. અને અશુદ્ધ અને નીચ ગુણ હોયછે તે બળી જઈ કાળાશ પામી જાયછે.

આપણા સૂર્યમંડલના અતિકાય[1] ગ્રહો, એક સૂર્યના આકર્ષણને લીધે સદાકાળ ભ્રમણમાં રહ્યાં કરેછે. તો આપણે અલ્પકાય[2] મનુષ્યો, જેને આ જગત્માં અહંતાનાં, મમતાનાં, તથા ધન, કીર્ત્તિ, અધિકાર, પ્રજા, સ્નેહી, સંબંધી આદિ, અનેક પ્રકારના પદાર્થનાં આકર્ષણ, તેની શી દશા કહેવી? આપણે તો ભ્રમણનાં ચક્રથી મૂર્છાગત જ થઈ રહિયે છિયે. આપણામાંના નિર્બલ મનુષ્યો તો અસ્તોદયના મહાચક્રનું ભ્રમણ દૂરથીજ દેખી મૂર્છા પામેછે. અધિક ગુણ અને બલવાળાં મનુષ્યો તે મહાચક્રની પાસે જઈ, તેના સામર્થ્યથી ચાલતાં યંત્રોઉપર ચડી થોડે ઘણે સુધી જઈ શકેછે. એ મહાચક્રના યંત્રઉપર જેટલી વાર ટકી અગાડી ઊંચે ચડી શકાય તેના પ્રમાણમાં કીર્ત્તિનો વિસ્તાર થાયછે. એક કવિ કહેછે કેઃ—

" संपदो महतामेव महतामेवचापदः
वर्धते क्षीयते चन्द्रो न तु तारागणः क्वचित्. "

'જેમ ચંદ્ર ઘટેછે અને વધેછે પણ તારાગણ તો કદાપિ પણ તેમ નથી દેખા, તેમ મહાનને જ આપત્તિ અને મહાનને જ સંપત્તિ આવેછે.'

---

૧ અતિશય મ્હોટા શરીરવાળા. ૨ છેક ન્હાના શરીરવાળા.

"બડે બડેકું દુઃખ હેં, છોટેસેં દુઃખ દૂર
તારે સબ ન્યારે રહે, ગ્રહે ચંદ્ર ઓર સૂર."

એટલે સૂર્યનાં ગ્રહણ અને ચંદ્રનાં ગ્રહણ થાયછે, પણ તારાનાં ગ્રહણ દીઠાં નથી, તેમ મ્હોટા લોકોને દુઃખ આવેછે, હલકા લોકોને આવતું નથી.

એ કલ્પના સારી છે. અનેક પ્રકારથી મહત્તા મળેછે. તે સર્વ પ્રકારની મહત્તાવાળાએ ઉદય અસ્તનેસારૂ તત્પર થઇ રેહેવું જોઇયે. આપણે અસાવધ હોઇયે તે વેળા અકસ્માત્ કંઇ સાધારણ આપત્તિ[1] આવી પડે તો તે પણ મહાપીડા કરેછે, ત્યારે ઉદય કે અસ્ત જેવો મહાચક્રનો ઝપાટો તો, તત્પર ના હઇયે તો, કેટલો દુઃખદાયક થઇ પડે તે વિચારી લેવું. અસ્તોદય કેઈ વેળા થશે એ કોઈના જાણ્યામાં આવતું નથી. આ જગત્નો અનુભવી અને જ્ઞાની અખો ભક્ત તેની વિચિત્ર[2] ચંચલતાવિષે કહેછે કેઃ-

"સુખિયા દુખિયા દીસે બહુ, તે માયાના કીધા સહુ;
"સુખિયા પલકે દુખિયા થાય, ધન તન લજ્જા શીટી જાય;
"રંક હતા તે બનિયા રાય, અખા એ માયા મહિમાય.
"પલકે ઋદ્ધિ સિદ્ધિ આવે ઘણી, જીવ જાણે હું સઉનો ધણી;
"જ્યમ વરઘોડે મળ્યા બહુ વના, પલકે ઠ્ઠહીને થાએ ફ્ના;
"અખા માયા કરે ફ્જેત, ખાતાં ખાંડ ને ચાવતાં રેત.
"કાંઇ ન દીસે જીવને હાથ, થઇ બેસે તે સઉનો નાથ;
"ધન તન સંતતિ ઉડી જાય, રહ્યો રૂવે પણ કંઇ ન રખાય;
"મરડે મૂછ પણ માંહે કલીબ, અખા એનું લક્ષણ જીવ.
"નાટક ચાલે માયાતણું, સકલ જીવ શણગાર્યા ઘણું;
"કાળ ફેરવે ચૌદ ચોવટે, એકને આપે એકનું ઝટે;
"અખા વગોવે માયા કરાલ, જાણ પંડિત શ્રીમંત ભૂપાલ."

એક ક્ષણ પેહેલાં પણ જાણ્યામાં આવતું નથી કે હવે કિયો

---

૧ દુઃખ. ૨ તરેહવાર

વેશ લેવો પડશે, માટે આપણે પ્રથમથી જ સજ્જ રહેવું જોઇયે. એક હેવાર્ડ નામનો કવિ કહેછે કેઃ—

"Be ready for all changes in thy fortune;
Be constant when they happen; but above all,
Mostly distrust good forntune's soothing smile;
There lurks the danger, though we least suspect it."

HAVARD.

### રાગ જંગલો.

ભાગ્યભ્રમણમાં[1] થા તું તત્પર, ઉદયઅસ્તમાં અચલિત તું રે
એ નિત ચલિ વા ખાતું રે, ભાગ્યભ્રમણમાં થા તું તત્પર,
દેખી ભાગ્યોદય ઉન્મત ના થા, વિઘ્ન ભમે ન કલાતું[2] રે,
એ નિશ્ચય માની તું મનમાં, સમ[3] રહી હરિ ગુણ ગા તું રે.
ભાગ્યભ્રમણમાં.

અસ્તોદય અનિવાર્ય છે અને તે અકસ્માત્ આવી પડેછે માટે તેસારૂ સર્વેએ યથાશક્તિ સાવધાન અને તત્પર રેહેવાની આવશ્યકતા છે.

અસ્તોદયના પ્રહાર[4] ઝીલવાને વિરલ જ સમર્થ થાયછે; એક જ્ઞાનનું કવચ જ તેમાંથી આપણું રક્ષણ કરેછે; અથવા સ્વાભાવિક મહત્મનરૂપી ઇશ્વિરનો પ્રસાદ મળેલો હોય તો, તેની અગાધ ગંભીરતા, સમુદ્રની પેઠે, અવસ્થાન્તરમાં શાન્ત રહેછે.

ઉદય અસ્ત અથવા સુખદુઃખમાંથી એક પણ આપણાઉપર આવી પડવાનું જ; ત્યારે હવે આપણે તે વેળા શી રીતે વર્ત્તવું એ જાણવું અતિ અગત્યનું છે.

આ જ વિષયના આરંભે મૂકેલા શ્લોકમાં કહ્યા પ્રમાણે, સંપત્તિ અને વિપત્તિમાં (જે ઉદયઅસ્તનું માત્ર પર્યાય[5] નામ છે તેમાં) મહન્ત પુરુષોએ સમુદ્રની પેઠે એકરૂપ રહેવું જોઇયે. શ્રીવ્યાસનારાયણ મહાભારતના શાન્તિપર્વમાં વદેછે કેઃ—

---

૧ ભાગ્યનું ફરવું. ૨ જાણ્યામાં આવે નહિ એવું. ૩ દુઃખ સુખમાં સરખા સ્વભાવે રેહેવું. ૪ માર. ૫ બીજું. Other word.

**सुखं वा यदि वा दुःखं प्रियं वा यदि वाऽप्रियम् ।**
**प्राप्तं प्राप्तमनुभवेत् हृदयेनापराजितः ॥ ४९ ॥**

અર્થઃ—જો સુખ અથવા દુઃખ, જો પ્રિય કિંવા અપ્રિય જે જે પમાય તે તે, ત્દદયે હારી ગયા વિના, અનુભવવું.

વળી શેકસ્પિયર કેહેછે કેઃ—

"Though Fortune's malice overthrow my state,
My mind exceeds the compass of her wheel."

દુહો.

દ્વેષ દૈવનો જો કરે, મારી દશા વિપરીત[1];
પણ તે ચક્રની સીમથી, છે દૂર મારૂં ચિત્ત.

તેમાં પણ વિપત્ કરતાં સંપત્માં મનુષ્યોએ બહુ જ સાવધાન રહેવાની અગત્ય છે. આ જગત્ના લોક પોતાની અને વિપત્તિવાન્ની વચ્ચે દયાનો કાચ રાખી જુવેછે, તેમ પોતાની અને સંપત્તિવાનની વચ્ચે ઈર્ષ્યાનો કાચ રાખીને જુવેછે. દયાના કાચમાં એવો ગુણ છે કે ભૂષણને મ્હોટાં દેખાડે ને દૂષણને છાયામાં નાંખે, તેમ ઈર્ષ્યાના કાચમાં એવો ગુણ છે કે દૂષણ વા ભૂલને મ્હોટી કરી દેખાડે અને ભૂષણને છાયામાં નાંખે. સંપત્તિસમયે એવી વિચિત્ર અવસ્થામાં મનુષ્ય આવી પડેછે. સંપત્તિમાનની સર્વે આશા રાખેછે. સર્વેની આશા પૂરી કરવી દુર્લભ છે તેથી જેની આશા પૂરી થતી નથી તે પછી તેનું વાંકુ બોલે છે. સમૃદ્ધિ પામતા મનુષ્યઉપર શ્રીમંત અને રંક બન્ને વર્ગનાં મનુષ્યો દ્વેષભાવથી જુવેછે. સમૃદ્ધિમાન્ મનુષ્ય શ્રીમંતોની સમીપ આવતું જાયછે તેથી શ્રીમંતો દૃષ્ટિદોષથી ભૂલમાં એમ સમજેછે કે આપણને તે પશ્ચાત્ નાંખેછે; અને તેથી તેઓ દ્વેષ રાખેછે. રંક મનુષ્યોને તો ખરેખર તે પાછળ જ મૂકેછે, તેથી તેઓને અદેખાઈ આવેછે. એ રીતે ઉભયવર્ગની[2] કઠોર દૃષ્ટિ તેના ઉપર

---

[1] ઉલટી. [2] તાલેવર અને ગરીબ બંને જાતના લોક.

રહેછે. સમૃદ્ધિપામનારના અંત:કરણમાં પાછી નીચે પડવાની ભીતિ રહેછે તે તો વળી જુદી.

એ પ્રકારે બહુ સૂક્ષ્મ[૧] સ્થિતિમાં સમૃદ્ધિ વા ઉદય પામનાર મનુષ્ય છે, એ તેણે સદા સ્મરણમાં રાખવું જોઇયે. ઉદયપામનારે કેટલાક મુખ્ય નિયમો અવશ્ય મનમાં રાખી તે ધોરણઉપર ચાલવું જોઇયે છિયે, નહિતો તેને પશ્ચાત્તાપ કરવાનો કાળ બહુ પાસે આવેછે.

પોતાના મનમાં કિંચિત્‌માત્ર પણ ઉદયનો મદ કે ગર્વ રાખવો જોઇયે નહિં. કંઈ પણ ઉદય થાય તે ઇશ્વરના અનુગ્રહથી[૨] થયો એમ માની તેનું સર્વ માન ઇશ્વરને અર્પણ કરવું. ઇશ્વરકૃપા અને પૂર્વજનું પુણ્ય તથા સારાં મનુષ્યોની આશિસ્‌થી, જે સારૂં થાયછે તે થાયછે, એમ ધારવું સુતર[૩] અને લાભકારક છે. કારણ એકલા પોતાના જ પરાક્રમથી ઉદય થાયછે એવું જે માનેછે, તે સત્વર[૪] મદથી અંધ થઇ, ઉદ્ધત[૫] અને ગર્વી થઇ જાયછે. તેનું પરિણામ એ થાયછે કે, તે ઠોકર ખાયછે અને પડેછે.

પ્રાણીમાત્રનું કલ્યાણ કરવાનું સાધન થવાય એ જ ઉદયનું ફલ છે. એ વાત સદાકાળ લક્ષમાં રાખવી જોઇયે. જે ઉદય પામેલાથી કોઇનું કલ્યાણ નથી થયું તેનો ઉદય નિષ્ફલ છે. સૂર્યના કિરણથી, સ્વાભાવિક નીચ ગતિવાલા જલના કણ, આ પૃથ્વીપરથી ઊંચે જાયછે; અને અંતે નિર્મલ અને મિષ્ટ થઇ પાછા પૃથ્વીઉપર વર્ષેછે; અને પ્રાણીમાત્રના સુખની વૃદ્ધિ કરેછે. તેમ ઇશ્વરકૃપાથી જે પુરુષ ઉચ્ચ ઉદય પામે તે પણ, પોતાના ગુણોથી ઘણા પ્રાણીના સુખની વૃદ્ધિ કરવા પ્રયત્ન કરે ત્યારે જ, તેનો ઉચ્ચ ઉદય સાર્થક થયો એમ સમજવું. જે ઉદયથી કોઇને લાભ નથી તે ઉદય મિથ્યા છે. લોકનું હિત કરવું એ જ ઉદયનું સ્વરૂપ અને તત્ત્વ છે, એ સત્યતા ઉદય પામતા પુરુષોએ

---

૧ critical. બારીક. ૨ અંગીકાર, મેહેરબાની. ૩ વધારે સારૂ. ૪ તુરત. ૫ છકેલા.

મનમાં સજ્જડ કરી રાખવી જોઇયે; અને આરંભથી જ લોકોપકાર પાછળ સર્વ પ્રયત્ન કરવા જોઇયે. પોતાના નિમિત્તથી[1] લોકોને સુખી થયેલા જે જુવેછે, ને તેને જે આનંદ થાયછે, તેનો અનુભવ તો તેને જ છે.

આ જગત્‌ના પદાર્થ માત્ર અસ્થિર છે. ઉદય પામનાર ક્યાં અટકશે અને ક્યારે પડશે એ કોઇથી કળી શકાતું નથી. ચડે તે સદા પડવાના માર્ગમાં છે. એક ક્ષણમાં અસ્ત થવાનો હોયછે પણ તે ઉદય પામનારના કે અન્યના કળામાં આવતું નથી માટે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

'धर्मस्य त्वरिता गतिः'

જે કંઇ સારૂં કરવાનું ધાર્યું હોય તે તે જ ક્ષણે કરવું. કલ્યાણ કરવા જતાં જે વિપત્તિમાં આવી પડેછે, તેને તેનું અંતઃકરણ એવી સહાયતા કરેછે કે, વિપત્તિના દુઃખની તેનાઉપર બહુ અસર થતી નથી. સર્વ લોક પણ તેનાઉપર સમભાવ[2] રાખી તેની કીર્ત્તિ એટલી વધારે છે કે, પેલા સારૂં કરવા જતાં સંકટમાં આવનારના મનોરથ અંતે પૂરા થાય. માટે સારૂં કરતાં સંકટ આવેથી પાછાં હઠવું નહિ. જે ઝાડઉપર મીઠાં ફ્લ થાયછે તે ઝાડના મૂલમાં, થડમાં, શાખામાં કે પત્રમાં તે મીઠાશ જણાતી નથી. પરંતુ તે ઝાડઉપર ફ્લ આવેછે ત્યારે તે ફ્લમાં જ મીઠાશ એકત્ર થઇ જણાઇ આવેછે; તેમ સદ્‌ગુણનો અમૃત જેવો સુસ્વાદ પણ જેવો તેના ફ્લમાં છે તેવો પ્રથમ લાગતો નથી.

ગીતિ.

સિંચી જલ સતકર્મનું, સુકલ્પવૃક્ષ જ ઉછેરી જીવતરમાં,
ધીર સદાચારી નર, મધુરતા તેની કેહ, છે ફલમાં.

સંપત્તિ વિપત્તિમાં કેવી રીતે વર્તવું, તેવિષે આવા આવા વિચાર કર્યાથી સમજણ પડે, તોપણ સંપત્તિ વિપત્તિમાં ઝણકો-

---

૧ કારણ,સાધન. ૨ દુઃખથીદુઃખી થવું અનેસુખથી સુખી થવું. Sympathy.

ભાયલા પુરુષો કેવી રીતે પાર ઉતર્યા છે, એ જાણ્યાથી વિશેષ સમજણ પડવાનો અને અનુકરણ કરવાનો સંભવ છે માટે, સત્પુરુષોનાં જીવનચરિત્ર વાંચવાની બહુ અગત્ય છે. "અન્ન એવો ઓડકાર" એ યથાર્થ છે. માટે સદા ઉચ્ચ દૃષ્ટાન્ત જોવાં, ઉચ્ચ વિચાર કરવા, અને ઉચ્ચ મન રાખવું. આપણી રંકતાઉપર જોઇ એમ ન સમજવું કે આપણાથી અમુક કામ નહિ થઇ શકે. ઈશ્વરકૃપા હોયછે તો તુચ્છ[1] મનુષ્ય મહત્કર્મ કરનાર થાયછે. માટે સદા શુભવાસના અને ઉન્નતેચ્છા[2] રાખવી. સાહસિક થઇ ઉચ્ચ અસ્તોદયના માર્ગમાં સદા સ્થિર રહેવાનો પ્રયત્ન કરવો. સદાકાળ ઊંચી ગતિ થાય એવો દૃઢ નિશ્ચય કરી તેઉપર દૃષ્ટિ રાખી જગત્માં વર્ત્તવું. અસ્તોદયથી દૂર રહેવામાં પરાક્રમ નથી, પણ તેની સાથે યુદ્ધ કરી શુદ્ધ જણાવામાં[3] પરાક્રમ છે; માટે ઉદયની આશા રાખી, ગમે તેવી અવસ્થામાં હઇયે તોપણ, ઉત્તરોત્તર[4] ઉચ્ચ થવાની શુભેચ્છા રાખવી અને તેને સફલ કરવા પ્રયત્નો કર્યાં કરવા. મહત્કૃત્ય કરવાનો આધાર બાહ્યના ઉપાધિઉપર નથી. બહુ કરી ઓછા ઉપાધિવાલાં મનુષ્યોને પોતાના સ્વલ્પ ભારનેલીધે ઉદય પામવા સારૂ ઊંચે ચઢવા અધિક અનુકૂલતા હોયછે. આજ સુધિના ઇતિહાસ જોતાં ઘણુ બાહ્યથી રંક દેખાતાં મનુષ્યોથી અધિક ઉચ્ચ અને ઉપયોગિ કાર્યો થયાં છે એમ જણાયછે. વિશેષ આધાર અન્તરની મહત્તાઉપર જ છે. માટે પોતાની સામાન્ય સ્થિતિ સામું જોઇ નિરાશ થવા કોઇને કારણ નથી. સર્વદા ઉન્નતેચ્છા તથા મહાશય રાખી પુરુષાર્થે સિદ્ધ કરવા પ્રયત્નો કર્યાં જવાં એ જ સર્વનું કર્તવ્ય છે. હર્બર્ટ કહેછે કેઃ—

"Pitch thy behaviour low, thy projects high,
So shalt thou humble and magnanimous be.
Sink not in spirit; who aimeth at the sky
Shoots higher much than he that means a tree."

G. HERBERT.

---

૧ હલકામાં હલકું. ૨ બારે ઉંચી ઇચ્છા. ૩ લડી શોભાં જણાવામાં.
૪ આગળ આગળ વધી.

'તારો વ્યવહાર નીચે એટલે સામાન્ય રાખ, પણ તારો ઉદ્દેશ ઉચ્ચ રાખ, એમ કરેથી તું ઉભય-નમ્રાત્મા અને મહાત્મા-થઇશ.' ઉત્સાહમાં નીચે ન જઈશ. જે કોઇ આકાશમાં લક્ષ્ય કરી અસ્ત્ર મારેછે, તે, બીજો કોઇએક ઝાડનાઉપર લક્ષ્ય કરી મારે તેના કરતાં, વધારે ઊંચું મારી શકેછે.

એમ છે તો, આપણે ઉચ્ચ આશય રાખવામાં સહાયભૂત જે સત્સમાગમ અને મહાત્માઓની પ્રતિમા[1] તે સ્મરણસ્થાનમાં[2] મૂકી વારંવાર તેના સામું જોયાં કરવું અગત્યનું છે; અને એ જ હેતુથી આગળ કેટલાક મહાન્ત પુરુષોનાં ચરિત્રમાંથી થોડુ લખવામાં આવશે. સંપત્તિ, વિપત્તિ અથવા ઉદય અને અસ્ત એ ગુણવાચક છે. તે નિરાકાર છે. તે કોઇ આકારવાન્ પદાર્થમાં આવી પરિણામ પામેછે, ત્યારે આપણે તેને જોઇ શકિયે છીયે. ગુણીના આશ્રયમાં ગુણ દેખાયછે. સામાન્ય અસ્તોદય તો પ્રાણીમાત્રનો નિરંતર અગોચર[3] રીતે થયાં જ જાયછે, એ વાત પૂર્વે કહી છે. વિશેષ અસ્તોદય કેવું રૂપ ધરેછે તેનાં થોડાંક ચિહ્ન અત્રે જોઇયે.

પરાવર્તક વસ્તુવિના બીજા દ્વારથી પ્રતિબિંબ[4] પડતું નથી, તેમ ગુણવાન્ મહાજનવિના બીજાં મનુષ્યદ્વારાએ, ઉદય અસ્ત જણાતો નથી. સૂર્યચંદ્રના આકર્ષણથી કોઈ તલાવમાં ભરતી આવી સાંભળી નથી, માત્ર સાગરમાં જ ભરતી ઓટ થાયછે; તેમ ઉદય અસ્તરૂપી સૂર્યચંદ્ર પણ, મહાજનોજઉપર સંપત્તિ વિપત્તિના ભરતી અને ઓટ આણેછે. માટે જેનાઉપર સંપત્તિ વિપત્તિ આવે તેણે પોતાને કર્મી અકર્મી ન સમજવું, પરન્તુ મહાજનના વર્ગમાં જવાની યોગ્યતા મળેછે એમ ધારવું. સદર્થે સંપત્તિ ત્યાગનાં અને વિપત્તિ સહનનાં દુઃખરૂપી લક્ષાવધિ નાણાં આપતાં પણ મહાજનોની પંક્તિમાં[5] બેસવા યોગ્ય થવાય,

---

૧ છબી. ૨ યાદદાસ્ત. ૩ જાણ્યામાં આવે નહિ એમ. ૪ સામી છબી. ૫ હારમાં.

એ મહાલાભ સમજવો. હવે ઉદય અસ્તના ભરતીઓટસમયે શા પરિણામ થાયછે એ જોઇયે:—

ઉદય અસ્તનું આકર્ષણ લાગ્યું કે, રાજાના રંક અને રંકના રાજા થાયછે; ઉદય અસ્તનું આકર્ષણ લાગ્યું કે મૂર્ખના પંડિત અને પંડિતના મૂર્ખ થવા માંડેછે; ઉદય અસ્તનું આકર્ષણ નિર્બલને બલવાન્ અને બલવાનને નિર્બલ કરી મૂકેછે. ઉદય અસ્તના આકર્ષણથી મહારાજ ભર્તૃહરિ કહેછે તેમ:—

क्वचिद्भूमौ शायी क्वचिदपि च पर्यङ्कशयनः ।
क्वचिच्छाकाहारी क्वचिदपि च शाल्योदनरुचिः ॥
क्वचित्कन्थाधारी क्वचिदपि च दिव्याम्बरधरो ।
मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम् ॥

એ જ શ્લોકનું વિસ્તારથી ભાષાન્તર હોય એમ સામલભટ્ટે નીચેના છપ્પયમાં કહ્યું છે કે:—

છપ્પય.

"કોઈ દિન અમૃત આહાર, કોઈ દિન લુખી ભાજી,
કોઈ દિન પળવું પાય, કોઈ દિન ચડવા વાજી[1],
કોઈ દિન સુંદર સેજ[2], કોઇ દિન ભૂપર[3] પડવું,
કોઈ દિન વિવાહ, હોય, કોઇ દિન દુ:ખથી રડવું,
કોઈ દિન રળવું રીઝથી, કોઇ દિન ખોવા દામને,
સામલ હિંમત ન હારિયે, સંભારી શ્રીરામને.
કદિ ચડવા સુખપાલ[4], કદિ શિર ભાર ઉચકિયે,
કદિ ભોજન બહુ ભાત, કદિ અન્ન વિના અટકિયે,
કદિ પાંચ પોશાક, કદિ કૌપીન ભર જઇયે,
કદિ સેવક નિજસાથ, કદિ કિંકર[5] પણ થઇયે,
કદિ આપ સદાવ્રત આપિયે, કદિ આપણ કર ઓડિયે[6],
સામલ કે' સમરી રામને, છત હિંમત નવ છોડિયે."

---

૧ ઘોડો. ૨ ખાટલો. ૩ જમીન ઉપર. ૪ પાલખી. ૫ ચાકર. ૬ હાથ ધરી માગવું.

અસ્તોદયનું આકર્ષણ મહા વિસ્તાર પામેલા કુટુંબને નિર્વંશ કરી મૂકેછે, અને નિર્વંશ થતાં એક રહી ગયેલા બાલકને મહા વિસ્તારવાલા કુટુંબનો પિતા કરી દેછે. અસ્તોદયનું આકર્ષણ શૂરને કાયર કરી દેછે, અને કાયરને શૂર કરી દેછે. ઉદયઅસ્તના આકર્ષણથી જ્યાં જીતના ડંકા વાગ્યા હોયછે, અને જયજયના શબ્દ ગર્જી રહ્યા હોયછે, ત્યાં શોક અને નિરાશાના હૃદયઉપરના ધમકારા, અને ત્રાહિ ત્રાહિ[1]ના પોકાર સંભળાયછે. અને સંક્ષેપમાં અસ્તોદયનું આકર્ષણ એટલું બધું વિપરીત અવસ્થાન્તર કરી મૂકેછે કે, જેમ ધોળાનું કાળું અને કાળાનું ધોળું; અને પૂર્વનું પશ્ચિમ અને પશ્ચિમનું પૂર્વ. એવાં અસહ્ય અને દુર્ઘટ અવસ્થાન્તર થાયછે ખરાં, તથાપિ તેમાં જે ખરા મહાન્ત જનો છે તેઓ પોતાનું રૂપ બદલતા નથી. એક પંડિત કહેછે કે:—

श्लोक.

" उदये सविता रक्तो रक्तश्चाऽस्तमने तथा
संपत्तौ च विपत्तौ च महतामेकरूपता ॥"

" સૂર્ય, ઉગેછે ત્યારે રાતો હોયછે, અને આથમેછે ત્યારે પણ રાતો જ હોયછે; તેવી જ રીતે સંપત્તિમાં પણ અને વિપત્તિમાં પણ મહાપુરૂષોની એક જ રૂપતા રેહેછે."

એવી રીતે વિષમ[2] દેશ કાળમાં અને વિષમ અવસ્થામાં જે એકરૂપ રહી શકે છે તે જ મહાપુરુષ છે, એવું સર્વ દેશના અનુભવિયોનું મત છે. આરિસ્ટોટલ નામે ગ્રીસદેશનો પ્રખ્યાત તત્વજ્ઞાની પણ કેહેછે કે:—

"The magnanimous man will behave with moderation under both good fortune and bad. He will know how to be exalted and how to be based. He will neither be delighted with success nor grieved by failure." ARISTOTLE.

---

૧ અતિ દુ:ખમાં બોલાઇ જતા શબ્દ મૂકાવો મૂકાવો. ૨ ઊલટા, કઠિણ.

"સારા અને નઠારા ઉભય ભાગ્ય નીચે મહાત્મા પુરુષો સમ વૃત્તિથી ચાલશે. ઊંચે કેમ ચડવું અને નીચે કેમ પડવું તે તેઓ જાણશે. સિદ્ધાર્થ થયાથી તેઓ રાજીરાજી થઇ જશે નહિ તેમ નિષ્ફલ થયાથી તેઓ શોકાતુર થઈ જશે નહિ."

સંપત્તિવિપત્તિનું અનેક પ્રકૃતિનાં મનુષ્યો સાથે મિશ્રણ થયાથી, સંપત્તિવિપત્તિ અગણિત રંગ ધારણ કરેછે. તે સંપત્તિવિપત્તિના રંગથી ચીતરાયલા પુરુષોની શુભ કથા અને તેઓની સંપત્તિવિપત્તિના આકર્ષણસમયે તેમનાં આચરણ, પૂર્વે સૂચવ્યા પ્રમાણે, આપણે દૃષ્ટાન્ત લેવા સારૂ, સદા સ્મરણમાં રાખવાં જોઇયે: અને યથાશક્તિ તેમને અનુસરવા લક્ષ રાખવું જોઇયે. મહાત્માઓની જીવદ તથા સુખદ શુભ કથાઓ, દુઃખના પ્રસંગે દુઃખની તીક્ષ્ણતા દૂર કરી, સાન્ત્વન, ધૈર્ય, ઉત્સાહ આદિ આપી, બહુ સહાયક થાયછે, અને સુખમાં સાવધાની રખાવી, ઉન્મત્ત થતાં નિવારી, સુખનાં સારાં ફલનું સાધન થાયછે. મહાત્માઓનાં ચરિત સુબોધક અને અતિ ઉપયોગી છે. તેવાં ઉચ્ચ મહાત્માઓનાં દૃષ્ટાન્તથી સહસા સારૂં શિખી જવાયછે. અવશ્યક સમયે તે એક ભારે તારક રૂપ આધાર થઈ પડેછે. પ્રખ્યાત બર્ક કહેછે કે:—

Example is the school of mankind,
and they will learn at no other.

BURKE.

'દૃષ્ટાન્ત છે એ મનુષ્યજાતિની શાલા છે, અને તેઓ બીજે કહીં શિખશે નહિ.' અર્થાત્ દૃષ્ટાન્તથી જ શિખેછે. તો હવે કેવાનાં દૃષ્ટાન્તથી શિખવું તે વિષે માર્ક એન્ટોની કહેછે કે:—

"For mine own part,
"I shall be glad to learn of noble men."

'હું તો મહાત્માઓનાથીજ શીખવાને રાજી થઈશ.'

કોઈ એમ શંકા કરે કે રંક અને સામાન્ય લોકને મહાત્માઓનાં દૃષ્ટાન્ત શા કામનાં. પણ એ શંકા બરાબર નથી. મ-

હાત્મા થવાનો આધાર બાહ્ય સ્થિતિપર નથી પણ અન્તર્ની સ્થિતિપર છે. ગમે તેવી સ્થિતિમાં મહાત્મા થવાઈ શકાય છે. એ સૂક્ષ્મ સિદ્ધાન્ત દૂર રાખીયે તોપણ આપણા પૂર્વમહાત્માઓનાં દૃષ્ટાન્ત અનેક રીતે બહુ લાભકારક જ છે. જગત્ પ્રસિદ્ધ વક્તા ડીમોસ્થીનીઝ કહેછે કે:—

"If occasion be wanting, and we cannot act like our ancestors, let us at least think like them, and imitate their greatness of soul."

DEMOSTHENES.

'કદાપિ પ્રસંગ ન હોય અને આપણા પૂર્વજો સમાન આપણે વર્ત્તિ ન શકિયે, તોપણ ઓછામાં ઓછું તેમના જેવા વિચાર તો આપણે કરવા જ જોઇયે અને તેમની આત્માની મહત્તાનું અનુકરણ કરવું જોઇએ.' તે જ આશયથી અત્રે દૃષ્ટાન્ત લખવામાં આવેછે.

**સત્યવાદી હરિશ્ચંદ્ર**—એ એક મહારાજા હતા. તેને સર્વ પ્રકારનું સુખ સાનુકૂલ હતું. રાજાપ્રજાની પરસ્પર મહાપ્રીતિ હતી. તે રાજા સર્વ પ્રકારની સંપત્તિના સમુદ્રની લહરીમાં સુખે લોટતા હતા. તોપણ તે મહાસદ્ગુણી અને જ્ઞાની હતા. સંપત્તિની ચંચલતા અને સંપત્તિનું કપટ કેવું છે, તે સારી રીતે તે સમજતા હતા. સંપત્તિઉપર કેટલો વિશ્વાસ રાખવો તેપણ સારી રીતે તે જાણતા. સંપત્તિનો અનુસારી જે વિપત્તિ, તે અનિવાર્ય છે એમ સાંભળ્યાથી તેને ભેટવા સદા તે તત્પર રહેતા. તે એક ધોરી માર્ગે ચાલતા, તે છતાં પણ વિપત્તિની ભેટ તેને થઈ. વિપત્તિ પોતાના ખરા ભયંકર આકારમાં તેનાઉપર આવી પડી.

હરિશ્ચંદ્રમાં પ્રવેશ કરવા વિપત્તિને અન્યમાર્ગ ન મળ્યાથી તેના સદ્ગુણ દ્વારથી જ તેને અતિ દુઃખ દેવા પ્રયત્ન કર્યો. પણ તે વિપત્તિના તાપથી હરિશ્ચંદ્ર, કાઞ્ચનની પેઠે શોધાઇને, અધિક શુદ્ધ અને તેજસ્વી થયા, એટલું જ નહિ પણ, તે જ વિપ-

ત્તિ તેનું યશ:શરીર અમર કરવામાં સબલ સાધન થઇ છે. તેપરથી એમ સિદ્ધ થાયછે કે વિશુદ્ધને, પ્રતિકૂલ શત્રુ પણ ઉપયોગી સાધન થઇ પડેછે, તો અનુકૂલ મિત્ર તેમ થાય તેમાં તો શંકા જ શી?

[1]હરિશ્ચંદ્રરાજાની પરમ પાવની[2] કથાનો સાર નીચે પ્રમાણે છે:- સૂર્યવંશી ત્રિશંકુના પુત્ર હરિશ્ચંદ્રે રાજસૂય યજ્ઞ કરી સર્વને તૃપ્ત કર્યાં. તેનાથી અતીવ પૂજિત થયેલા મહાવિદ્વાન્ તત્ત્વવેત્તા બ્રહ્મર્ષિ વસિષ્ઠ ત્યાંથી દેવસદનમાં ગયા. ત્યાં વિશ્વામિત્ર મલ્યા તેમણે પૂછ્યું કે:—હે મુનિ સત્તમ! આ મહતી પૂજા આપને ક્યાંથી પ્રાપ્ત થઇ. વસિષ્ઠે ઉત્તર આપ્યું કે:—પ્રતાપવાન્ હરિશ્ચંદ્ર મારો યજમાન છે તેણે રાજસૂય કર્યો. જે હરિશ્ચંદ્રના જેવો સત્યવાદી, દાતા, ધર્મશીલ, તથા પ્રજારંજનતત્પર અન્યનૃપ થયો નથી અને થશે નહિ, તેના યજ્ઞમાં મને પૂજા પ્રાપ્ત થઇ છે.

### हरिश्चंद्रसमो राजा न भूतो न भविष्यति.

એમ સાંભલી સ્વભાવથી જ ક્રોધી વિશ્વામિત્રને અતિ કોપ ચઢ્યો, અને ‘પણ’ લીધું કે:-તે હરિશ્ચંદ્રને અસત્યવાદી, અદાતા, અને મહાખલ કરૂં નહિ તો મારૂં સંચિત પુણ્ય નાશ પામો. એવું પણ લઈ વિશ્વામિત્ર હરિશ્ચંદ્ર પાછલ પડ્યા, અને અનેક યુક્તિપ્રયુક્તિથી તેને સદ્‌ગુણથી ચળાવવા પ્રયત્નો કરવા માંડ્યા. હરિશ્ચંદ્ર પોતાની પ્રજાના પાલનરંજનમાં સદા તત્પર હતા. પ્રથમ એક સુંદર બાલકસ્ત્રીને વિશ્વામિત્રથી પીડા થવા માંડી. રાજાએ તેને તે પીડામાંથી મુક્ત કરવા વિશ્વામિત્રને વિનવ્યા કે:—‘આપને જે વાંછિત હોય તે કરવા હું તત્પર છું માટે લોકને પીડા ન કરો.’

વિશ્વામિત્ર એ યુક્તિમાં સફલ ન થયા ત્યારે બીજો પ્રયોગ કર્યો.

લોકોને બહુ પીડા કરનાર એક મહાસૂકર[3] જંગલમાં આવ્યો

---

૧ આ કથાનો સાર શ્રીમદ્દેવીભાગવતના સપ્તમ સ્કંધમાંથી લીધોછે. ૨ પવિત્ર કરનારી. ૩ સુવર, જંગલનાં ડુક્કર, ભુંડ.

તેને મારવા હરિશ્ચંદ્ર ત્યાં ગયા. ત્યાં માર્ગ ભૂલતાં મધ્યાન્હે એક નદી પાસે આવ્યા અને પાણી પીધું. એટલે વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ ધરી વિશ્વામિત્ર ત્યાં આવ્યા, તેમને માર્ગ પૂછી હરિશ્ચંદ્રે કહ્યું કે:-
'બ્રહ્મન્! જો યજ્ઞ અર્થે ધનેચ્છા હોય તો અયોધ્યામાં આવજો.
'હું પુષ્કલ ધન આપીશ.' વિશ્વામિત્રે કહ્યું કે:—'વસિષ્ઠે વદેલી
'તમારી વિપુલા કીર્ત્તિ પૂર્વે મેં સાંભલી છે, કે મહીતલમાં ત-
'મારા જેવો દાતા નથી. માટે હું પ્રાર્થું છું કે મારા પુત્રના વિ-
'વાહસારૂ ધન આપો.' પછી રાજા નગરમાં આવ્યા. ત્યાર પછી રાજા પાસે દાન લેવા વિશ્વામિત્ર ત્યાં આવ્યા તે સમયે રાજાએ કહ્યું કે:—

"હે દ્વિજ! જે અભીષ્ટ હોય તે કહો. જે વાંછિત હશે તે
'અદેયં[1] હશે તોપણ દઇશ. સંસારમાં હું સાંપ્રત યશઃકામી છું.
'વિભવ પામીને તેવડે પરલોકનું સુખ આપનાર શુદ્ધ યશ જે
'મેળવતો નથી તેનું જીવિત વ્યર્થ છે.

व्यर्थं हि जीवितं तस्य विभवं प्राप्य येन वै ।
नोपार्जितं यशः शुद्धं परलोकसुखप्रदम् ॥

दे० भा० सप्तमस्कंध. अध्याय. १९ श्लोक २४.

હરિશ્ચંદ્રનાં એવાં ઉત્તમોત્તમ વચન સાંભલી વિશ્વામિત્ર બોલ્યા કે:—'મહારાજ! સર્વસ્વસહિત રાજ્ય આપો.' રાજા કહે કે—
'રાજ્ય દીધું.' નિષ્ઠુર વિશ્વામિત્ર કહે કે—'લીધું. પણ હે રા-
જેંદ્ર! દાન યોગ્ય દક્ષિણા આપો.' રાજાએ તે પણ અંગીકાર કર્યું. એ વાર્ત્તા પ્રસિદ્ધ થતાં નગરમાં હાહાકાર થઇ ગયો. ધર્માત્મા રાજા, રાજ્ય આપી, પુત્રભાર્યાસહિત નગરમાંથી નીકલ્યા. દુઃખાર્ત સર્વલોક વિશ્વામિત્રને દુરાચારી, ધૂર્ત, આદિ કહી નિંદવા લાગ્યા. જતા રાજા પાસે આવી વિશ્વામિત્ર બોલ્યા કે:—દક્ષિણાનું સુવર્ણ મને આપીને જાઓ. નહિ તો કહો કે હું નહિ આપું. એટલે હું સુવર્ણ છોડી દઇશ. જો તમારા હૃદયમાં

૧ ન દેવાય એવું.

લોભ વર્તતો હોય તો સર્વે રાજ્ય પાછું લ્યો. દીધું એમ માનતા હોતો દક્ષિણા આપો.

રાજા ઉત્તર દેછે કેઃ—‘હું સૂર્યવંશમાં થયેલો ક્ષત્રિય છું. રા-‘જસૂયયજ્ઞનો કર્તા અને વાંછિતનો[1] દાતા છું. તે હું નાકાર ‘કેમ કરૂં? ઋણ[2] છે તે મારે અવશ્ય આપવાનું છે. માટે સ્વસ્થ ‘થાઓ. મને ધન મળે એટલા કિઞ્ચિત્ કાળની વાટ જુવો.’ વિશ્વામિત્ર કહેછે કેઃ—‘રાજ્ય, કોશ, સેના આદિ અર્થનાં સા-ધન સર્વ ગયાં છે તો હવે તમને ધનની પ્રાપ્તિ ક્યાંથી થવાની ‘છે? ધન સારૂ મારે વૃથા આશા શા સારૂ કરવી! નિર્ધનને હું ‘કેમ પીડું! માટે હે ભૂપાલ! નહિ દઉં એટલું કોહો. એટલે ‘હું ચાલ્યો જઇશ.’

રાજા કહેછે કેઃ—‘ધૈર્ય કરો. હું આપીશ. મારો દેહ છે. ભા-‘ર્યાનો અને પુત્રનો પણ દેહ છે. દેહને વેચીને પણ આપનું ઋણ ‘નિશ્ચય આપીશ. હે વિપ્રેન્દ્ર! પ્રભો! કોઈ ગ્રાહક હોય તો જુવો ‘નહિ તો વારાણસી પુરીમાં દારાપુત્રસહિત હું દાસભાવને ‘પામીશ. અને આપ અમને દઈ તેના મૂલ્યવડે પૂર્ણ કાઞ્ચન ‘લઇ સંતુષ્ટ થજો.’

સકુટુંબ રાજા પછી કાશીમાં આવ્યા. ઋણ કેમ અપાશે તે ચિન્તામાં રાજા દીન થઇ નીચું મુખ કરી બેઠા હતા, તેને જોઈ તેની પત્ની કહેછે કેઃ—‘મહારાજ! ચિન્તા ત્યજી સ્વધર્મને ‘પાલો. પોતાના સત્યને પાલવાથી પરતર[3] ધર્મ બીજો નથી.

नाऽतः परतरं धर्मं +++ स्वसत्यस्याऽनुपालनम्

‘માટે મને આપી દ્યો અને તે વિત્તવડે[4] બ્રાહ્મણને દક્ષિણા ‘દ્યો.’ એવું સાંભળી રાજા મૂર્છાથી પૃથ્વી પર પડી ગયા. ત્યાં કોઈ બ્રાહ્મણને આવતા જોઈ રાણીએ કહ્યું કે,—‘એગની પાસે ‘ધન માગો.’ રાજા કહે કેઃ—‘હું ક્ષત્રિય થઇ યાચના કેમ કરૂં?

૧ ઇચ્છિતાનો આપનાર. ૨ દેવું. ૩ વધારે ઉંચો. ૪ ધન.

'ક્ષત્રિયનો ધર્મ તો, યજન[1], અધ્યયન[2] અને દાન છે, તથા
'પ્રજાનું પ્રતિપાલન અને શરણાગતને અભય એ છે. 'દે' એવું
'કૃપણ વચન વક્તવ્ય[3] પણ નથી. 'દઉં' એવું વચન મારા
'હૃદયમાં વસી રહ્યું છે. કહિંથી પણ દ્રવ્ય મેલવી હું બ્રાહ્મણને
'આપીશ.' રાજ્ઞી વદેછે કેઃ—

'कालः समविषमकरः परिभवसन्मानमानदः कालः ।
'कालः करोति पुरुषं दातारं याचितारं च ॥'

અ० ૨૦ શ્લોક ૧૯

'કાલ જ સમ વિષમ કરનાર છે; પરિભવ, સન્માન અને માન
'આપનાર પણ કાલ જ છે. કાલ જ પુરુષને દાન દેનાર કે યાચના
'કરનાર પણ કરેછે. જુવો–વિદ્વાન્ વિપ્રે ક્રોધવડે આપને રાજ્યથી
'અને સુખથી ભ્રષ્ટ કર્યા એ પણ કાલની જ ચેષ્ટા છે.

રાજા કહેછે કેઃ–'તરવારની તીક્ષ્ણ ધારથી જિહ્વાના બે કટકા
'કરાય તે સારૂં, પણ માનને ત્યજીને 'દેહિ દેહિ' એમ બોલવું તો
'નહિ જ. હું ક્ષત્રિય છું. હું કિંચિત્ પણ યાચું નહિ. ભુજવી-
'ર્યથી મેલવેલું ધન હું તો નિત્ય દઉં જ.'

પત્ની કેહેછે કેઃ–'મહારાજ! જો યાચવું યોગ્ય નથી તો મને
'વેચી મારૂં મૌલ્ય લઇને ગુરૂને દક્ષિણા આપો. અને સત્યવ્રત
'આપ સફલ કરો.'

પછી દુઃખી રાજાએ રંગ (રાજમાર્ગ) માં જઇ ભાર્યાને વે-
ચવાસારૂ ગદ્ગદ કંઠે કહ્યું કેઃ–'હે નાગરિકો! સાંભલો. જે કોઇને
'દાસીનું કામ હોય અને હું માગું તેટલું ધન આપવાની શક્તિ
'હોય તે ત્વરાથી બોલો.' લોકોએ પૂછ્યું કે–'પત્ની વેચવા આ-
વેલો તું કોણ છે?' રાજા કહેછે કેઃ–'હું કોણ છું' એમ 'શા
'સારૂ પૂછોછો. હું અનૃશંસ[4] છું, હું અમાનુષ છું, હું કઠિન રાક્ષ-
'સ છું, અને તેથી જ પાપ કરૂં છું.'

---

૧ યજ્ઞ કરવા. ૨ વિદ્યાભ્યાસ કરવો. ૩ બોલવા યોગ્ય. ૪ દયાવિનાનો.

પછી એક અતુલવિત્તવાલા બ્રાહ્મણે કોટી સુવર્ણનું[1] મૂલ્ય આપી તે રાણીને વેચાતી લેવા કહ્યું. પણ દુઃખથી ભેદાઈ ગયેલા મનવાલા હરિશ્ચંદ્ર પછી કંઇ બોલી શક્યા નહિ. ત્યારે તે વિપ્રે, રાજાના આગળ એક વલ્કલ[2] ઉપર ધન મૂકી રાણીને ખેંચી. રાણી તે બ્રાહ્મણને કહેછે કેઃ—'આર્ય! હું સુતને જોઇ લઉં ત્યાં-
'સુધી મુને મૂકો, મૂકો. કારણ એનું પુનઃદર્શન થવું દુર્લભ છે.'

પછી તે બાલક, માતાને કષ્ટમાં જોઇ આંખમાં અશ્રુ સહિત 'અંબે[3]' એમ બોલતો પાછલ ધાયો. અને હાથથી વસ્ત્ર ખેંચતાં પડી ગયો. પેલા બ્રાહ્મણે તે બાલકને માર્યો, પણ તે તો 'અંબે! અંબે' એમ બોલે અને માતાને મૂકે નહિ. ત્યારે રાણીએ તે બ્રાહ્મણને કહ્યું કેઃ—'મારાપર કૃપા કરીને એ બાલકને પણ વેચાતો લ્યો. અલ્પભાગિની હું તેનાઉપર, હે પ્રભો! એટલો પ્રસાદ કરો.' બ્રાહ્મણે તે બાલકનું મૌલ્ય પણ પટમાં મૂકી તેને લીધો. જતી વેલા હરિશ્ચંદ્રની પ્રદક્ષિણા કરી જાનુથી નમીને અશ્રુથી વ્યાકુલ અને દીન થયેલી રાણી બોલી કેઃ—

'यदि दत्तं यदि हुतं ब्राह्मणास्तर्पिता यदि ।
तेन पुण्येन मे भर्ता हरिश्चंद्रोऽस्तु वै पुनः ॥'

અ૦ ૨૨. શ્લોક. ૨૭.

'જો મેં આપ્યું હોય, જો હોમ્યું હોય, અને જો બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હોય તો તે પુણ્યવડે હરિશ્ચંદ્ર ફરી નિશ્ચય મારા ભર્તા થજો.'

હાહાકાર કરતો આકુલઇન્દ્રિયવાન્ રાજા વિલાપવા લાગ્યો કેઃ—
'વૃક્ષની છાયા વૃક્ષને પણ કદાપિ નથી છોડતી તો આ સત્ય-
'શીલ ગુણવાલી કેમ જાયછે!' પછી પુત્રને કહેછે કેઃ— 'મને
'છોડીને તું પણ જઈશ?' બ્રાહ્મણને કહેછે કેઃ—'કઈ દિશાએ

---

૧ સોલ માસા અથવા એક ગદીયાણો અથવા અર્ધો તોલા કે રૂપીઆ ભારના સોનાના શિક્કાને સુવર્ણ અથવા નિષ્ક કહેતા. ૨ ઝાડની છાલમાંથી કરેલું કપડું. ૩ માતા.

'હું જાઉં! કોણ મારૂં દુઃખ નિવારશે! હે દ્વિજ! જે દુઃખ, 'પુત્રના વિયોગથી થાયછે તે દુઃખ, રાજ્યત્યાગથી કે વનવાસથી 'મને નથી થયું.' રાજ્ઞીને કહેછે કે:–'હે કલ્યાણિ! મારાથી ત્ય- 'જાયલી અને દુઃખસાથે જોડાયલી છું. ઈક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન 'થયેલો, સર્વ રાજ્યસુખ જેને ઉચિત, એવો હું, તેવા પતિને 'પામીને તું દાસીભાવ પામી. મહત્ શોકસાગરમાં આ રીતે 'બુડતો જે હું તેને મને, હે દેવિ! પુરાણનાં[1] આખ્યાનોના 'વિસ્તારથી કોણ ઉદ્ધારશે!!'

'कोमामुद्धरेद्देवि पौराणाख्यानविस्तरैः'

રાજાને એમ વિલાપ કરતા મૂકી તે વિપ્ર, તે સ્ત્રીને અને બાલકને લઇ ચાલતો થયો.

ત્યાં પછી વિશ્વામિત્ર આવ્યા. તેમને એ દ્રવ્ય લેવા કહ્યું ત્યાં તેમણે પુછ્યું કે,–'આ દ્રવ્ય ક્યાંથી આણ્યું' રાજાએ ઉત્તર આપ્યું કે:–'એ સાંભલતે શોક વધશે માટે કહેવાનું પ્રયોજન નથી,' વિશ્વામિત્રે પ્રત્યુત્તર આપ્યું કે:– 'ખોટે માર્ગે આણેલું ધન હું 'લેતો નથી. માટે સારે માર્ગે આણેલું ધન મને આપ.' રાજા 'કહેકે:–તે ભાર્યા દેવીને મેં કોટી ધન માટે વેચી અને પુત્ર રો- 'હિતને અર્બુદ[2] સંખ્યા ધનથી વેચ્યો. અને તે સુવર્ણના અ- 'ગીયાર કોટી નિષ્ક[3] આપ લ્યો.'

વિશ્વામિત્ર કહે કે:–'રાજસૂયયજ્ઞને યોગ્ય એ દક્ષિણા નથી. 'બીજી ઉત્પાદન કરી તેને સંપૂર્ણ કરો. મારો શુદ્ધ સ્વાધ્યાય, 'તપ, પ્રભાવ આદિને યોગ્ય દક્ષિણા આપવી જોઇયે.' રાજાએ તે પણ અંગીકાર કર્યું; અને વિશ્વામિત્ર ગયા, પછી રાજા નીચું મુખ કરી ઉચ્ચસ્વરે પોકારવા લાગ્યા કે:–'પ્રેતજેવા મને વે- 'ચાતો લેતાં જેનું કામ થતું હોય તે બોલજો.' ત્યાં ધર્મરાજા

---

૧ જુના ઇતિહાસો કહી દુઃખમાંથી કોણ કહાડશે? ૨ દશકોટી. ૩ સોલ માસા એટલે એક ગદીયાણો અથવા અર્ધા રૂપીઆ ભારનો સોનાનો શિક્કો.

ચાંડાલનું રૂપ લઇ આવ્યા અને બોલ્યા કેઃ– 'હું તને દાસ ક-
'રવા સારૂ લઉંછું. મૌલ્ય હોય તે કેહે.' દુઃશીલજેવા તેને જોઈ
રાજાએ પૂછ્યું કે 'તમે કોણ છો?' ચાંડાલ કહે કેઃ–'પ્રવીરનામે હું
'પ્રખ્યાત ચાંડાલ છું. મારા શાસનમાં સર્વદા રહેજે, અને મુ-
'ર્દાઓનાં વસ્ત્ર લેનાર થજે.' રાજા કહે કેઃ–'બ્રાહ્મણ કે ક્ષત્રિય
'મને લે એવી મારી મતિ છે. કારણ કેઃ–

'उत्तमस्योत्तमो धर्मो मध्यमस्य च मध्यमः।
'अधमस्याधमश्चैव इति प्राहुर्मनीषिणः॥'

અ૦ ૨૩ શ્લોક. ૧૦

'વિચારકો એમ કેહેછે કેઃ ઉત્તમના ઉત્તમ ધર્મ છે, મધ્યમના
'મધ્યમ ધર્મ છે અને અધમના અધમ ધર્મ છે.'

ચાંડાલ કહે કેઃ–'તમે કહ્યું એમ જ ધર્મ છે. પણ જે નર વિ-
'ચારીને બોલેછે તે જ અભીષ્ટ પામેછે. તમે તો સામાન્ય રીતે
'અવિચારથી બોલ્યા કે,–જેનું કામ થતું હોય તે બોલજો. માટે
'તમારે સત્ય પ્રમાણ હોય તો નિઃસંશય તમે લેવાઇ ગયા છો.'

હરિશ્ચંદ્ર કહે કેઃ 'અસત્યતાથી નર અધમ થઇ નરકે જાયછે,
'તેના કરતાં ચાંડાલતા સારી, અસત્યતા મારે સારી નથી.'
એમ વાદ ચાલેછે એટલે વિશ્વામિત્ર આવ્યા અને કહ્યું કે,–'ચાં-
'ડાલને ત્યાં વેચાઇને પણ મારી દક્ષિણા આપ.' હરિશ્ચંદ્ર કહે કેઃ–
'આપ જાણોછો કે હું સૂર્યવંશનો છું. તે વિત્તસારૂ ચાંડાલનો
'દાસ કેમ થાઉં! હું આપનો દાસ છું. પરન્તુ ચાંડાલનો સંગ
'બહુ કષ્ટકર છે. વિત્તશેષ[1] સારૂ હું તમારો જ કર્મકર અને વશ
'થાઉં. તમારો જ ચિત્તાનુવર્ત્તક દાસ થાઉં.' વિશ્વામિત્ર કહે કેઃ
'હે નરાધિપ! તથાસ્તુ.[2] મારો કિંકર[3] થા પણ સદા મારૂં વચન
'કરવું.'

એમ કહી વિશ્વામિત્રે તેને પોતાનો દાસ કરી પછી તે ચાં-
ડાલને ત્યાં જ પાછો વેચ્યો. હરિશ્ચંદ્રે ધૈર્યથી એમ માન્યું કે મારા

૧ બાકીનાં ધન. ૨ એમ થાઓ. ૩ ચાકર, દાસ.

પતિ તો વિશ્વામિત્ર જ છે. તે જેમ કરાવે તેમ મારે કરવું. આથી અંતરિક્ષમાં અશરીરિણી વાણી બોલી કે હે,–'મહાભાગ! તમે અનૃણીછો.' પછી દેવો પણ બોલ્યા કે 'સાધુ સાધુ[1],' અને પુષ્પની વૃષ્ટિ થઇ. પછી વિશ્વામિત્રે કહ્યું કે:– 'ચાંડાલના વચન 'પ્રમાણે કરજો. સ્વસ્તિ તેસ્તુ[2].' એમ કહી ધન લઇ ચાલ્યા ગયા. પેલો ચાંડાલ હરિશ્ચંદ્રને પોતાને ત્યાં લઇ ગયો. ત્યાં અન્નપાનનો ત્યાગ કરી રાજા મનમાં શોચેછે કે:– 'રોતા બાળકનું દીન- 'મુખ દેખી રાણી મને સંભારી એમ કહેતી હશે કે,–રાજા આ- 'પણને છોડાવશે. તે નહિ જાણતી હોય કે હું ચાંડાલતા પા- 'મ્યોછું. રાજ્યનો નાશ, સુહૃદ્‌નો ત્યાગ, ભાર્યા અને તનયનો વિક્રય, અને પછી વલી આ ચાંડાલતા! અહો દુઃખપરંપરાની કંઇ સીમા ન રહી.'

राज्यनाशः सुहृत्त्यागो भार्यातनयविक्रयः ।
ततश्चांडालता चेयमहो दुःखपरंपरा ॥

अ० २४ श्लोक. ९–१०.

પછી તે ચાંડાલે હરિશ્ચંદ્રને [3]મૃતચૈલ અપહરણ કરવાસારૂ કાશીના દક્ષિણ ભાગમાં શ્મશાન હતું ત્યાં મૂક્યા. કલ્પાન્ત જેવા ઘોર શ્મશાનમાં અનેક શબ આવતાં અને મરનારના સુહૃદોના કોલાહલ નાદથી તે વ્યાકુલ થઇ રહ્યું હતું. રાજાને પણ દુઃખથી બહુ શોક થતો; પરન્તુ તેના અન્તઃકરણમાં શિરોમણિ વિચાર તો એ જ હતો કેઃ—

विना धर्मं मनुष्याणां जायते न शुभं क्वचित् ।
यत्नतो धारयेत्तस्मात् पुरुषो धर्ममेव हि ॥

अ० २४ श्लोक २६—७.

'મનુષ્યોને ધર્મવિના કાંઈ પણ શુભ થવાનું નથી માટે પુરુષે ધર્મને જ યત્નથી ધારણ કરવો.'

---

૧ વાહવા, ધન્ય છે, ૨ તમારૂં કલ્યાણ થજો. ૩ મુવેલાનાં કપડાં લઇ લઇ એકઠાં કરવાં.

સ્મશાનના કામથી લાકડી જેવો થઇ ગયેલો, જીર્ણ કપડાને ગાંઠવાલી કરેલી કંથા પહેરેલી, ચિતાના ભસ્મથી શરીર લીપાઈ ગયેલું, રાત્રિ દિવસ જેને સુવાનું નહિ એવા દુસ્તર અવસ્થા પામેલા રાજાએ ત્યાં, શતવર્ષ જેવા બારમાસ કહાડ્યા.

હવે રાજકુમાર રોહિત એકદા બાલકો સાથે કાશીની સમીપમાં રમવા ગયો. રમી રહ્યા પછી પોતાના સ્વામી 'આર્યની પ્રીતિ અર્થે' દર્ભ સમિધ આદિની ભારી મસ્તકઉપર લઇ પાછો ચાલ્યો. તૃષા લાગી હતી તેથી જલસ્થાન આવ્યું ત્યાં ભારી નીચે નાંખી પાણી પીધું. પછી તે ભારી પાછી લેવા ગયો ત્યાં ભયંકર કૃષ્ણસર્પે તેને દંશો. એટલે તે ત્યાં જ પડ્યો. બીજાં બાલકોએ તેને મરેલો જોઈ બહુ ભય પામી ઉતાવળથી તે પેલા દ્વિજને ત્યાં આવી તેની માતાને કહ્યું કેઃ—'અમારી 'સાથે ક્રીડા કરવાસારૂ બહાર આવેલા તમારા પુત્રને સર્પે દંશો 'અને તે ત્યાં મરણ પામ્યો.' આ વજ્રપાત જેવાં વચન સાંભલી કાપેલી કેલ પડે તેમ તે રાણી પૃથ્વીપર પડી ગઈ.

પછી ચેતના આવતાં વિપ્રને કાલાવાલા કરી તેની આજ્ઞા લઈ ત્યાંથી રાત્રિએ એકલી વિલાપ કરતી જ્યાં પુત્ર હતો ત્યાં કાશી બહાર ગઇ. ત્યાં નિજસુતને, કાષ્ઠ દર્ભ અને તૃણઉપર રંકવત્ ભૂમિમાં પડેલો જોયો. (એ નિષ્ઠુર કાલનું વર્ણન અને એ કાલે તે અતિદુઃખાર્તા રાણીએ કરેલા ઘોર કલ્પાન્તક વિલાપનું વર્ણન બહુ જ શોકજનક હોવાથી આગલ લખ્યું નથી.)

રાણીના વિલાપ સાંભલી નગરપાલકો ત્યાં આવી પહોચ્યા અને બહુ રીતે પૂછવા માંડ્યું, પણ તે સ્તબ્ધ[૧] થઇ ગયેલી રાણી કંઈ બોલી શકી નહિ. તેથી તેમના મનમાં શંકા આવી કે—એ સ્ત્રી નથી, પણ કોઈ રાક્ષસી જેવી છે, બાલઘાતિની છે, તેણે ભક્ષ સારૂ આ કોઇનું બાલક આણ્યુંછે. અને તે પ્રમાણે કારણો તેમને સુઝવા માંડ્યાં. અન્તે તેને બાલઘાતિની માની

૧ દુઃખથી ગાંડા જેવી થઇ જઇ બાવરી બની ગયેલી.

વધ્ય[1]ઠરાવી પેલા ચાંડાલને ત્યાં આણી. ચાંડાલ તેને શ્મશાનમાં લઇ ગયો અને હરિશ્ચંદ્રને કહ્યું કે:—'રે દાસ! આ દુષ્ટા-'ત્માનો વધ કર.' આજ સુધી તો મૃત મનુષ્યોનાં શબ સંબંધમાં જ કામ હતું પણ આ તો વધ અને તે પણ કોઇ સ્ત્રીનો વધ એમ જોઇ,—સ્થિતિનું અતિશય અન્તર થઇ જતાં પરસ્પરને કોઇ ઓલખતું નથી તો પણ,—હરિશ્ચંદ્ર સ્ત્રીવધ વિષે શંકિત થઇ ધ્રુજતે ધ્રુજતે કહેછે કે:—

'એ કરવા હું શક્તિમાન્ નથી. તમારી આજ્ઞાથી અપર અ-'સાધ્ય કર્મ હશે તે પણ હું કરીશ.'

ચાંડાલ કહેછે કે:—તું બીશ મા, તરવાર લઇ માર. એ બા-'લકોને ભય દેનારી છે. રક્ષા યોગ્ય નથી. એ દુષ્ટાએ બહુ બા-'લકોને ખાધાં છે. એના એકના વધથી બહુને સુખ થશે. અને 'લોક સ્વસ્થ થશે.' હરિશ્ચંદ્ર કહે કે:—'સ્ત્રીઓ સદા રક્ષણીય[2] છે 'મારે આ જન્મવ્રત[3] છે કે સ્ત્રીવધ ન કરવો. બીજું ગમે તે દા-'રુણ કામ હશે તે કરીશ; પણ સ્ત્રીવધ નહિ થાય.' ચાંડાલ કહે કે:—'તું ચાંડાલનો દાસ છું માટે તારે હું કહું એ કરવાનો 'ધર્મ છે, માટે આ ખડ્ગ લે અને એનું શિર:કમલ છેદ.'

પછી હરિશ્ચંદ્ર નીચું મુખ કરી તે સ્ત્રીને કહેછે કે:—'હે બાલે! 'હું પાપી આગળ તું આવ. જો મારો હસ્ત હણી શકશે તો .રૂં શિર છેદીશ.' એમ કહી ખડ્ગ ઉગામી મારવાનું કરેછે. .જા રાણીને ઓળખતો નથી અને રાણી રાજાને ઓળખતી .થી. પરન્તુ પોતાના મૃત્યુને ઇચ્છતી અતીવ દુ:ખાર્તા રાણી .ોલી કે:—'અહો ચાંડાલ! એક મારૂં વાક્ય—જો આપ માનો 'તો,—સાંભલો. આ પુરની બહિર્ પાસે મારો મૃત પુત્ર પ-'ડ્યો છે. તેને તમારી પાસે આણી દાહ દઉં ત્યાં સુધી વિલંબ 'કરી પછી તરવારથી મારો ઘાત કરો.' રાજાએ હા કહી એટલે તે બાલક પાસે ગઇ, અને તેને લઈ શ્મશાનમાં આવી.

---

૧ મારી નાંખવા યોગ્ય. ૨ રક્ષણ કરવા યોગ્ય. ૩ જન્મ થયો ત્યાંથી જ વ્રત.

ત્યાં બાલકને મૂકી વિલાપ કરતી હતી એટલે રાજાએ આવી તે બાલકને જોયો, તો તેને નરેંદ્રનાં લક્ષણવાળો દીઠો અને તેને લાગ્યું કે,—'અરે કષ્ટ! આ કોઇ નરેન્દ્રના કુલમાં જન્મેલો 'શિશુ છે. અને તે દુરાત્મા કૃતાન્તના[1] પાશમાં આવ્યો છે.' પછી તે બાલકને માતાના ખોલામાં પ્રસારેલો જોઇ રાજાને આંસુ આવ્યાં. અને વિચારમાં પડી ગયો. ત્યાં રાણી વિલાપવા લાગી કેઃ—'હા વત્સ! કોના પાપથી આ ઘોર દુઃખ આવી પડ્યું છે! 'હા નાથ! મને અતિ દુઃખિતાને છોડી આપ પણ ક્યાં વસો-'છો! રાજર્ષિ હરિશ્ચંદ્રના રાજ્યનો નાશ, સુહૃદ્નો ત્યાગ, ભાર્યા 'અને તનયનો વિક્રય!!! હે વિધાતા! તેં આ શું કર્યું!!!'

આ વચન સાંભલી રાજા પડી ગયા અને મૂર્છા થઇ. ત્યાં રાણીએ પણ તેને ઓળખ્યા એટલે રાણીને પણ અતિ મૂર્છા થઇ અને તે નિશ્ચેષ્ટા થઇ ધરણીતલપર ઢલી ગઇ.

ચેતના આવતાં રાજા બોલ્યા કેઃ—'હા સુકુમાર વત્સ! 'હા મનોહૃદયનન્દન! તારૂં આવું દીન મુખ જોઇ મારૂં 'હૃદય કેમ ફાટી જતું નથી?' એ આદિ બોલતાં ફરી મૂર્છા થઇ. તેને પડેલ જોઇ શૈબ્યારાણીને વિચાર આવવા લાગ્યા કેઃ—'વિદ્વજ્જનના મનનો ચંદ્ર એવા હરિશ્ચંદ્ર, તેજ આ પુરુષ-'શ્રેષ્ઠ છે એમાં સંશય નથી. એ નરેશ્વર અત્યારે સ્મશાનમાં 'ક્યાંથી આવ્યા હશે.' ઇત્યાદિ વિચાર કરતી ભર્તાના અને પુ-ત્રના દુઃખથી પીડિત તે દીના અને વિસ્મિતા રાણી મૂર્છાથી ધરણીતલપર ફરી ઢલી પડી. ધીરે ધીરે ચેતના આવતાં ગદ્ગદ કંઠે બોલી કેઃ—'ધિક્ છે દૈવ તુને! હે અકરુણ[2]! હે અમર્યાદ[3]! 'જેણે આ અમરતુલ્ય[4] રાજાને ચાંડાલતામાં આણ્યા. આતે 'વિધિનો[5] કેવો વિપર્યય[6]! પૂર્વે જે આને ચાલતાં ચક્રવર્તી[7] પા-'મેલા રાજાઓ પોતાનાં વસ્ત્ર વડે મહીતલને રજ વિનાનું

૧ મૃત્યુ—કાળ. ૨ દયાવિનાના. ૩ મર્યાદા વિનાના. ૪ દેવ. ૫ દૈવ. ૬ ફેરફાર, ઉલટું. ૭ તાબે થયેલા રાજાઓ પોતાનાં કપડાંથી આગળ જેને સારૂ જમીન સાફ કરતા એવા મ્હોટા મહારાજા.

'કરતા, તેજ આ રાજેન્દ્ર, દુઃખથી પીડિત થઈ, અપવિત્ર ભ-
'યંકર શ્મશાનમાં—જ્યાં ભસ્મ અંગારા અને અર્ધદગ્ધ અસ્થિ[1]
'મજ્જાદિ પડ્યાં છે ત્યાં—ફરેછે!!!' ઇત્યાદિ બોલતી કષ્ટ શો-
કથી વિંટાઈ ગયેલી તે રાણી રાજાના કંઠે વલગી વિલાપી કેઃ—

'હે રાજન્! આતે સ્વપ્ન છેકે સત્ય છે! હે મહાભાગ!
'આપ આને જે માનતા હો તે કહો. મારૂં મન નિશ્ચય મુઝાયછે.
'હે ધર્મજ્ઞ! જો આ એમ જ (સત્ય) હોય તો, ધર્મવિષે સહા-
'યતા નથી, તેમ જ વિપ્ર, દેવ આદિના પૂજનમાં અને સત્ય પા-
'લનમાં પણ (કંઇ નથી). જો ધર્મ જ નથી તો સત્ય તો
'ક્યાંથી જ.'

राजन्स्वप्नोऽथ तथ्यं वा यदेतन्मन्यते भवान् ।
तत्कथ्यतां महाभाग मनो वै मुह्यते मम ॥
यद्येतदेवं धर्मज्ञ नास्ति धर्मे सहायता ।
तथैव विप्रदेवादिपूजने सत्यपालने ॥
+ + + + नास्ति धर्मः कुतः सत्यं ॥

अ० २६ श्लोक ४७—९.

એમ રાણીનાં વચન શૃણી ઉષ્ણ નિઃશ્વાસ મૂકી ગદ્‌ગદ કંઠે
રાજાએ પોતાનો વૃત્તાન્ત કહ્યો, અને તેજ રીતિએ રાણીએ પણ
પોતાનો વૃત્તાન્ત કહ્યો. તે સાંભલી રાજા ફરી મૂર્છાગત થયા.
પછી ગદ્‌ગદગિરાથી શૈબ્યા રાણીએ હરિશ્ચંદ્રને કહ્યું કે!–'મારૂં
'શિર છેદીને આપના સ્વામીનું કહેલું કરો. રાજેંદ્ર! અસત્ય
'આપનાથી ન થાઓ. પરદ્રોહ તે પાપ છે.' એ સાંભલી રાજા
ફરી મૂર્છા પામ્યા. પછી ચેતના આવતાં રાજા બોલ્યા કેઃ–'હે
'પ્રિયે! જે કહેવાને પણ અશક્ય છે તે કર્મ કરાય તો કેમજ!'
રાણી બોલી કે,–'મેં સત્કર્મ કર્યાં છે તો, હે પ્રભો! અન્ય જ-
'ન્મને વિષે પણ આપ જ મારા પતિ થશો.'

રાજા પછી બ્રહ્મસ્વરૂપિણી પરમેશ્વરીનું ચિન્તન કરેછે ત્યાં,

---

૧ અડધાં બળેલાં હાડકાં.

સાક્ષાત્ ધર્મને પ્રમુખ કરી સર્વ દેવો આવી ઉભા રહ્યા. અને બોલ્યા કેઃ 'હે રાજન્! સાહસ મા કરો. અમે ધર્માદિ છિયે અને આપના સત્વાદિ ગુણોથી બહુજ સંતોષિત થયા છિયે. આપે સનાતન લોક જિત્યા છે. બીજા નરોને જે દુષ્પ્રાપ્ય છે તે પોતાનાં કર્મોથી આપે જીત્યું છે.' સર્વ ઉપર અમૃતની અને પુષ્પની વૃષ્ટિ થઇ. અને મહાત્મા રાજાનો સુકુમાર પુત્ર સ્વસ્થ થઇ ઉભો થયો.

રાણીએ પ્રશ્ન પૂછ્યું હતું કે-સ્વપ્ન છે કે સત્ય છે?-તે સ્વપ્ન તુલ્યજ બધું ઠર્યું અને માયાની અતિગહન છાયા દૂર થઇ ગઈ. તથા સત્યનો પ્રકાશ થયો.

બ્રાહ્મણ, ચાંડાલ આદિ સર્વ વેશધારીજ હતા. રાજાની પરીક્ષા સારૂ વિશ્વામિત્રની કરેલી એ બધી રચના હતી. અને તે પરમ સદ્‌ગતિ આપનાર સાધનજ થયું. જે પરમસ્થાન પામવા સર્વ મનુજો પ્રાર્થે છે તે સ્થાન સહકુટુંબ હરિશ્ચંદ્રને પ્રાપ્ત થયું. અને પછી કેટલેક સમયે રોહિતને રાજ્યવિષે અભિષિંચી, સર્વને અભિનન્દી, પુણ્યથીજ પમાય એવી અને દેવાદિને પણ દુર્લભા એવી અતુલા કીર્તિ હરિશ્ચંદ્ર સારી રીતે પામ્યા.

અમર હરિશ્ચંદ્રના આખ્યાનમાં પ્રત્યેક પ્રસંગ એવા છે કે, તે પર લાંબાં વ્યાખ્યાન થાય, પણ તે કરવા આ યોગ્યસ્થાન નથી. સંકટ સહીને પણ સત્યવાદી, દાતા, ધર્મશીલ આદિથી મહાત્મા, થવાથી અન્તે કેટલાં સુખ અને લાભ છે તેનું હરિશ્ચંદ્ર એ અમર ઉદાહરણ છે. એ રાજા હતા તેના પ્રમાણમાં તેમને મહા સંકટો સહેવાં પડ્યાં. આપણી સ્થિતિના પ્રમાણમાં આપણને પણ સદાચાર પાલતાં કદાપિ સંકટ આવે તો દૃઢતા રાખી સહેવાં. તેથી અન્તે મહાસુખ અને મહાલાભ થાયછે એ નિઃસંશય છે.

ઈશ્વરકૃપાથી અન્તે કાળચક્ર ફર્યું, પુત્ર સજીવન થયો, સર્વનો સંયોગ થયો, અને સુખસંપત્તિ તથા રાજ્યાદિ સર્વ, નિર્મલ અમર કીર્તિસહિત, પાછું હરિશ્ચંદ્રને પગે પડ્યું. અન્તે ધર્મ જય એ

નિર્વિવાદ છે. ઉદય, અસ્ત, અને વળી ઉદય એ ત્રણે દશા એક પુરુષમાં જ થઇ. અને તે પુરુષ મોહન્ હરિશ્ચંદ્ર જેવો હતો, તેથી તેમાં તેના પૂર્ણ રૂપમાં આવી મળી. દુઃખનીએ સીમા, તેમ સુખનીએ સીમા, ઉભય અન્ત એનામાં આવી મળ્યા. તોપણ આપણે જોયું કે તે મહાન્ પુરુષ સ્વધર્મથી ચલ્યા નહિ. વસિષ્ઠમુનિ મહા પુરુષોનાં લક્ષણ કહેછે તેવાં તેનામાં હતાંઃ—

"नोदेति नास्तमायाति सुखे दुःखे मनःप्रभा।

'જેના મનની પ્રભા સુખમાં ઉદય નથી પામતી અને દુઃખમાં અસ્ત નથી પામતી.'

**નલરાજા**—એક દિવસ નલરાજા છત્રપતિ[1] હતો; અને જેને, વિશ્વમોહિની[2] દમયંતી, જે દેવતાને પણ દુર્લભા, તે સુંદરી સ્વયંવરમાં વરી, અને જે દંપતી સંસારનું અવધિ સુખ ભોગવતાં. તેજ નલ અને તેજ દમયંતી અરણ્યમાં એક વસ્ત્રથી ઉઘાડે સુકુમાર અંગે ભમ્યાં, અન્ન સારૂ વટવટ્યાં, અને તેજ દમયંતીનો ત્યાગ તેજ નલે કર્યો; દેવને દુર્લભા દમયંતી તે દાસી થઈ. નલરાજા જેવો રાજા તે બાહુકના વેશે અશ્વપાલ થયો. દંપતી અન્યોન્યના વિયોગમાં ઝુર્યાં અને ટલવલ્યાં. એવા દુઃખમાં પણ સદાચારથી કોઇ ચળ્યાં નહિ. અંતે અસ્તનો અંત આવ્યો. નલદમયંતી પાછાં મળ્યાં અને સુખી થયાં. જેના સવિસ્તર સચ્ચરિત્રનો આ વિષયને અંતે આરંભ થાયછે.

**પાંડવ કૌરવના** અનેક ઉદય અસ્ત, મહાભારત જેવા વિશ્વવિખ્યાત ગ્રંથમાં તાદૃશ[3] ચિત્રેલા છે. તેઓએ ગંભીર અન્તઃકરણથી ઉદય અને અસ્ત સમાન રીતે સહન કર્યા છે. એક દિવસે તેઓએ રાજવૈભવ ભોગવ્યાછે અને એક દિવસ વનમાં કંદમૂલ સારૂ પણ તેઓ વટવટ્યાં છે. એક દિવસ મહાભારતના

---

૧ પાદશાહ, રાજા. ૨ આખા જગતને મોહ પમાડે એવી. ૩ તેનાજેવો આબેહુબ.

જેવા રણસંગ્રામમાં, ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્ય જેવા મહા રથીસાથે યુદ્ધ કરી તેમના ઉપર વિજય મેળવી "જય જય અને ધન્ય ધન્ય" જેવા અગણિત, દુર્લભ, સુખદ શબ્દથી વધાવાયા. અને તે જ અર્જુન, કાબા (કોલી, ભિલ્લ) જેવાથી લુંટાયા, તે વેળા મુખ વિકાસી[1] ઉભા રહ્યા, એ પણ એક ઉદય અસ્તનો જ મહિમા દેખાડેછે.

'કહત સમય બલવાન્ હૈં, નહિ પુરુષ બલવાન્,
કાબે અર્જુન લુંટલિયો યેહિ ધનુષ યહિ બાન.'

જે ક્ષત્રિયો અને રજપૂતોએ એક સમયે આ ભરતખંડની ધરા[2] ધમધમાવી મૂકી હતી; એટલું જ નહિ પણ એક ઇંગ્રેજી INDIA IN GREECE નામે ગ્રંથમાં E. Pococke Esq. પોકોકે નામે ઇંગ્રેજ ગૃહસ્થ એમ સિદ્ધ કરેછે કે, ઇજિપ્ટ અને ગ્રીસ આદિ દેશોના મૂલ પુરુષો, (જે દેશોએ વિદ્યા અને કલાકૌશલ્યાદિ આખા જગત્‌ને આપ્યાં છે એવું સર્વ પ્રસિદ્ધ છે, અને જે ગ્રીસ દેશનો મહિમા હોમર જેવા કવિયે ગાઇ યુરોપના લોકોનાં મન હર્યાં છે, તેના નાયકો અને નાયિકાઓ અને મુખ્ય મનુષ્યો) એજ ક્ષત્રિય કુલના વા રજપૂત કુલના હતા! અરે! તે જ ક્ષત્રિયો અને રજપૂતો આજ ગરીબ બકરી જેવા થઇ પરવશ થઇ ગયા છે. જે મુસલમાનોએ એક સમે એશિયા અને યુરોપ પોતાના "દીન[3] દીન"થી ગજાવી મૂકયો હતો, તે જ મુસલમાનો આજ દીન[4] થઈ ગયા છે. પેશવાઈનો ઉદય અસ્ત તો સર્વના જાણામાં જ હશે.

વળી ઇતિહાસવેત્તાઓ સારી રીતે જાણે છે કે, જે કારથેજના હેનિબાલે, રોમ જેવા મહાપ્રતાપિ નગરને એક સમયે પોતાના પરાક્રમથી કંપાવી દીધું હતું, તે જ હેનિબાલનું કારથેજ નગર, પેલા એક વેળા તેનાથી જ કંપેલા રોમન લોકોએ, નિર્ભયતાથી લૂંટયું. ઝામાના સંગ્રામના[5] અતિ સૂક્ષ્મ સમય પેહેલાં

---

૧ મ્હો ફાડી. ૨ જમીન. ૩ ધર્મ, મુસલમાનોમાં ભારે લડાઇમાં બોલવાનો શબ્દ. ૪ ગરીબ. ૫ મ્હોટી લડાઇ.

કેવી ગંભીરતાથી હેનિબાલે સીપિયોને ઉદય અસ્ત વિષેનાં વચન કહ્યાં છે; અને આ જગત્‌ની અસ્થિરતા[1] કેવી રીતે દેખાડી છે એ અનેક વાતોમાં પ્રસિદ્ધ છે. વળી એક વેળા વિજય થયા પછી હોમર જેવા મહાકવિનાં વચન સંભારી પોતાના ઉદય કાળમાં પણ રોમના નાના સીપિયોએ શું વિચાર્યું છે? પોતાના રોમની પણ એક દિવસે એવી દશા કદાપિ આવે, એવો તેને તત્કાલ સંકલ્પ થયો, અને કારથેજ નગર ઉપર અગ્નિના ભડકા સૂર્યના તડાકાની પેઠે છવાઇ રહ્યા હતા, તે વેળા ખેદયુક્ત[2] હૃદય અને સજલ[3] નયનથી બોલ્યો કે.—

"The day shall come when sacred Troy shall perish,
And Priam and his people shall be slain."

'એક એવો દિવસ પણ આવશે કે જ્યારે પવિત્ર ટ્રોયનો તથા પ્રાયમ્ અને તેની પ્રજાનો નાશ થશે.'

ફ્રાન્સનો નેપોલિયન બોનાપાર્ટ, અને તેના વંશના જ લુઈ નેપોલિઅન એઓને ઉદય અસ્તે સારી પેઠે રમાડ્યા છે. ક્રીસસ રાજાની વાત તો પ્રખ્યાત જ છે. તેને સોલન જેવા મહાપંડિતે કહેલાં વચનામૃતનું બહુ ઠેકાણે દૃષ્ટાંત આપ્યામાં આવ્યું છે. એ આદિ બીજાં અનેક દૃષ્ટાંત વિચારસંગતિથી[4] હવે આપણને સૂઝી આવશે.

ઓછાં પ્રવાસેલાં તેથી જગત્‌નો અનુભવ થોડો એવાં, પ્રખ્યાત સૌરાષ્ટ્રનાં વાસી એક પ્રિયા અને પ્રિય—મેરામણસિંહ અને સુજાણબા પોતાના અતિ દુઃખમાં કેવાં ઉંચ વચનો અને સિદ્ધાન્તો સ્વાભાવિક રીતે કરી, મનને સર્વસાધ્ય[5] આશાનો આધાર આપેછે, અને શોક મૂકી ઉન્નતેચ્છા કરેછે, તે જુઓ! પ્રવીણસાગર નામે ગ્રંથમાં સાગર (મેરામણસિંહજી) પ્રવીણ (સુજાણબા) ને લખે છે કેઃ—

---

૧ ફેરફાર. ૨ દીલગીરીવાળા. ૩ આંસુવાળી આંખથી. ૪ એક વિચાર ઉપરથી બીજા વિચારો આવવા. Association of thoughts. ૫ બધાની પાસે આવી શકે એવી.

"સીત હરી દિન એક નિશાચર, લંક લહી દિન એસો હિ આયો;
એક દિનં દમયંતી તજી નલ, એક દિનં ફિર હી સુખ પાયો;
એક દિનં બન પાણ્ડવ ગે, અરુ એક દિનં શિર છત્ર ધરાયો;
શોક પ્રબીન કછૂ ન કરો, કરતાર ઇહી બિધિ ખેલ રચાયો."

શ્રીરામચંદ્રજીનાં સીતાજીને એક દિવસ રાવણ લઈ ગયો, અને એક દિવસ તેજ રાવણની લંકા શ્રીરામે લીધી; એક દિવસ દમયંતીને નલરાજાએ તજી, અને પાછાં બંને મલ્યાં અને સુખ પામ્યાં; એક દિન પાણ્ડવો વનમાં રઝળ્યા, અને એક દિન શિરપર છત્ર ધરાયું અને મહારાજા થયા. એવી ઈશ્વરની ગહન ગતિ છે. એ રીતે અતિ દુઃખિયાંનાં અતિસુખિયાં થઇ ગયાં છે, તો આપણે સામાન્ય મનુષ્યોને, વિપત્તિ સમયે ધર્મમાં દૃઢ રહિયે તો, સુખ થવાનો સંભવ બહુ જ છે. તો શોકમાં હારી ગયાવિના ઉન્નતેચ્છા શા વાસ્તે ન રાખવી?

હવે ઉદય અસ્ત થવાનો એ સિદ્ધ છે; જેમ તેને શરણ[1] ગયેથી તે મૂકવાનો નથી, તેમ તેના સન્મુખ થયેથી તેનાથી કંઇ અધિક થવાનું નથી; એ પણ સિદ્ધ. અમુક ઈશ્વરગમ્ય નિયમથી તે ઉદયઅસ્તનો પણ ઉદય અને અસ્ત થવાનો જ. ત્યારે એવા અનિવાર્ય સંભવના સમયે સમજુ પુરુષોએ એકમાર્ગી થઇ સદાચારમાં, સ્વધર્મમાં, અને જ્ઞાનમાં નિશ્ચલ રેહેવાનો નિશ્ચય કેમ ન કરવો જોઇયે? એવા સમયે આકુલવ્યાકુલ થયાવિના સ્થિર રહેવું જોઇયે. એવે સમયે જગન્નિયંતા[2]ની અકલિત ઇચ્છાને શરણ થવું એ જ સમજણનું કામ છે. તેની ગતિ અદ્‌ભુત છે. તે સુખને દુઃખનું મૂલ કરેછે, અને દુઃખને સુખનું બીજ કરેછે. એવા વિલક્ષણ[3] સમયે તટસ્થ[4] થઇ જવું, એ જ આપણું કામ છે. તેથી વિપરીત ચાલી ઉદય અસ્તનો પાશ ગળે ઘાલી, જેમ તે દોરેછે તેમ જે કોઇ દોરાયછે, તે નિશ્ચય

---

૧ તાબે. ૨ ઈશ્વર. ૩ તરહેવાર. ૪ ઘભરાયાવિના સમજણથી કીનારા ઉપર ઉભાં રેહેલું.

મહાપીડા ભોગવેછે. અંતે ધર્મે જય અને પાપે ક્ષય એ વાત નિશ્ચય સત્ય છે. માટે આપણે સર્વેએ ધર્મપક્ષમાં જ રહેવું, અને તેનું પરિણામ જે જય તે પ્રાપ્ત થશે જ, એમ દૃઢ વિશ્વાસ રાખવો.

ગમે એવું મહત્, વિકરાલ અને ભયંકર રૂપ ધરીને વિપત્તિ કે સંપત્તિ આવે, પણ તેથી કિંચિત્ માત્ર પણ સદાચારથી, સદ્ગુણથી અથવા ધર્મપક્ષથી ચલવું નહિ. એવે સમયે જે પ્રમાણમાં જે કોઇ સ્થિર રહેછે, તે પ્રમાણમાં તે પોતે જય પામી સુખી થાયછે, અને તેનાં યશ કીર્તિ લોકોમાં ગવાય છે.

ઉદય અને અસ્ત એ સ્વાભાવિક સાન્ત[1] છે; એટલે તેનો અંત આવેછે જ. પણ જેનામાં તે પ્રવેશ કરેછે, તેની તેના અંતરમાં જેવી કરણી હોયછે, તેવી કરણીનાં ફલ પાછાં તેને ભોગવવાં શેષ રહેછે. તેવા સમયમાં જે ધીરવીરો સ્વધર્મમાં અચલ[2] રહ્યા હોય છે તેને, આ લોકમાં અને પરલોકમાં સુખ સંતોષની, અને યશની કંઇ મણા રહેતી નથી.

મિલ્ટન કહેછે કેઃ—

"Virtue may be assailed, but never hurt,
Surprised by unjust force, but not inthralled,
Yea, even that which mischief meant most harm,
Shall in the happy trial prove most glory,
But evil on itself shall back recoil,
And mix no more with goodness; when at last
Gathered like scum and settled to itself,
It shall be in eternal restless change
Self-fed and self–consumed; if this fail,
The pillared firmament is rottenness,
And earth's base built on stubble.

MILTON.

'ધર્મ ઉપર ધસારો થાય પણ તે કદાપિ હણાતો નથી; તેના ઉપર અકસ્માત્ અન્યાયિ બલ આવી પડે છે, પણ તે દાસત્વ

૧ જેનો છેડો આવે એવા. ૨ ડગ્યા વગર સદ્ગુણને બાઝી રહેલું.

પામતો નથી, એટલું જ નહિ પણ જેને ખલતાએ ધારચું હોય કે મહતી હાનિ છે તે જ, તેની શુભ પરીક્ષામાં, ધર્મના મહિમાને કે શોભાને વધારનાર જણાઇ આવેછે; સારસાથે અસાર વધારે વાર ન રહી શકતાં પાછો પોતાના ઉપર જ અથડાઈ પડેછે, અને જ્યારે અંતે મેલની પેઠે એકઠો થઇ એક સ્થલે જમી જાશે, એટલે તે અસાર નિરંતર વ્યાકુલ વિકારમાં પડી પોતે જ પોતાની મેલે ખવાઈ જશે અને નાશ પામી જશે. એમ ન થાય તો,—(આ અખિલ વિશ્વના મંદિરનો ઘુમટ) સ્તંભિત આકાશ તે શલો છે, અને પૃથ્વીનો પાયો છોડનાં થડિયાં (રેતી) ઉપર બંધાયો છે.—એમ મનાય, કે જેમ નથી.

મનુષ્યને પોતાની સ્થિતિના પ્રમાણમાં ઉદય અસ્ત વા સુખ દુઃખ એ અનેક વાર આવવાનાં જ એ નિઃસંશય છે. કારણ જન્મથી મરણ સુધી સુખની પ્રાપ્તિ સારૂ સર્વ મનુષ્યોનો નિરન્તર પ્રયત્ન ચાલતો જ છે. તે સુખનું દુઃખ સાથે એવું વિલક્ષણ મિશ્રણ જોવામાં આવેછે કે સુખ લેવા જતાં—તે આવે કે ન આવે પણ—દુઃખને દૂર રાખવાના પ્રયત્ન તથા સંભાલ છતાં, દુઃખ તો આવી જ પડેછે. એનો સર્વ વિચારકોને પૂર્ણ અનુભવ હોયછે.

### રૂચિરા છંદ અથવા ગીતિ.

સંસાર વિષે સુખ દુઃખ સંયુક્ત જ છે વિચિત્ર રીતિયે રે
રવિનાં અભેદ્ય ઔષ્ણ્યપ્રકાશ તે જ્યમ સદાય સંગે રે.

સૂર્ય તથા અગ્નિમાં જેમ પ્રકાશ અને ઉષ્ણતા ઉભય રહેલાં છે, તેમાંથી પ્રકાશ લેતાં ગર્મી પણ આવ્યા વિના રેહેતી જ નથી; તે રીતે આ સંસારમાં સુખ દુઃખ વિષે જણાયછે. તે દ્વંદ્વમાંથી એક લેવા જતાં તેનું સહચર બીજું પણ આવવાનું જ. એમ અનિવાર્ય સંયોગ જોઈ પદાર્થશાસ્ત્રજ્ઞ વિચારકો એમ સૂચના કરેછે કે,–ઉચ્ચ સ્થાનમાં રહે ઉષ્ણતા ઓછી અને પ્રકાશ અધિકનો પૂરો સંભવ છે. એ વાર્તા સત્ય છે. અને તે જ કારણથી

ઉષ્ણકાલમાં સમર્થ લોક હિમાલય મહાબલેશ્વરાદિ પર્વતો પર ઉંચે રહેવા જાયછે. જેમ શરીર સારૂ ઉચ્ચ સ્થાન પર્વતો છે, તેમ અન્તઃકરણ ને સારૂ ઉચ્ચ જ્ઞાન–સદ્‌વિચાર સદાચાર–આદિ છે. જે પુરુષો શ્રમ કરી સદ્‌વિચાર સદાચારના ઉન્નત અને ઉત્તમ પર્વત ઉપર સદા વાસ કરેછે તેને અન્ય કરતાં સુખનો પ્રકાશ અધિક અને દુઃખની ઉષ્ણુતા ન્યૂન અનુભવવી પડેછે. એ સ્થાપિત અને અનુભવસિદ્ધ સિદ્ધાન્તને સુખેચ્છુકોએ સદા સ્મરણમાં રાખી તે પ્રમાણે કરવા નિયમ લેવો જોઇયે. સુખ સંપાદન કરવાના બીજા માર્ગો કપટી છે, તે અન્તે દુઃખ-સમુદ્રમાં દોરી જાયછે. સદાચારવિચાર જ સુખ સમુદ્રનો સંગમ કરાવેછે.. સદ્‌વિચારાચારવિના કોઈ કાળે સુખ મળવાનું નથી. માટે તે માર્ગે જ પ્રવૃત્તિ રાખવી જોઇયે. સન્માર્ગે પ્રવૃત્તિ રાખી ઉન્નતેચ્છા અથવા મહાશય રાખનારને, પુરુષાર્થ સિદ્ધ કરી, કૃતાર્થ થવાનો સમય સમીપ આવેછે. આપણામાં જેટલી શક્તિ અને સાહસ હોય તેનો ઉપયોગ, આપણી, આપણા દેશની, તથા જગત્‌ની ઉન્નતિ અને તજ્જન્ય સુખશાન્તિ સારૂ, કરવો. એવા ઉચ્ચ આશય સારૂ દૃઢ નિશ્ચયથી આરંભ કરી, એ સુખ-પ્રદ ઉચ્ચ લક્ષ્યપ્રતિ વધ્યાં જવું, એ જ આપણું કર્તવ્ય છે. એમ જાતાં, અસ્તોદયના પવન વાય તેથી નિરાશ થઈ ઉભાં રહેવું કે પાછાં વળવું નહિ પણ સન્મુખ વધ્યાં જ જવું. તેમાંથી અન્તે સુખસન્તોષ મલ્યા વિના રહેતાં નથી; અને બહુવાર જય પણ મળેછે.

કંઇ પણ પ્રવૃત્તિ–ક્રિયા–કરવી,–પછી સારી કે નઠારી,–એ પ્રાણીમાત્રનો સહજ સ્વભાવ છે. પ્રાણીમાત્રને સર્વ અવસ્થામાં કોઇ એક–કાયિક, વાચિક કે માનસિક–ક્રિયા થયાવિના રહેતી જ નથી. જેમ અન્નપાન છે તેમજ ક્રિયા છે. શરીરીમાત્રને તે આવશ્યક છે. તે વિના ચાલતું જ નથી. હવે જેમ ખાનપાન સારાં હોયછે તો શરીરને પુષ્ટિતુષ્ટિ મલી તે અધિક સમર્થ થઇ, વલી વિશેષ પુષ્ટિતુષ્ટિ મેલવવા શક્તિમાન્ થાયછે, તેમ ક્રિયા સંબં-

ધમાં પણ છે. ક્રિયા પણ સારી હોય તો તેથી એક જાતિની શક્તિ આવી ઉત્તરોત્તર વિશેષ ક્રિયા કરવા શક્તિમાન્ થવાયછે અને તેમાંથી બહુ જનોને બહુ પ્રકારનાં સુખપ્રદ ફલ અધિકાધિક સંપાદન થાયછે. જ્યારે ક્રિયા અવશ્યક અને અનિવાર્ય છે તો તે સારી ક્રિયા–સત્ક્રિયા–કરવી એમાં કેટલો બધો લાભ છે એ સમજુઓને સિદ્ધ કરી આપવું પડે એમ નથી. મહારાજા ભર્તૃહરિ કહેછે કે:—

**या साधुंश्च खलान्करोति विदुषो मूर्खान्हितान्द्वेषिणः**
**प्रत्यक्षं कुरुते परोक्षममृतं हालाहलं तत्क्षणात् ॥**
**तामाराधय सत्क्रियां भगवतीं भोक्तुं फलं वांछितं**

नीति. ९८

'હે સાધો! જો વાંછિત ફલ ભોગવવા ઇચ્છતા હો તો, ભગવતી **સત્ક્રિયાને** આરાધો. જે સત્ક્રિયા તુરત જ ખલોને સાધુ (સારા) કરેછે, મૂર્ખને વિદ્વાન્ કરેછે, દ્વેષીને હિતકર કરેછે, પરોક્ષને પ્રત્યક્ષ કરેછે, વિષને અમૃત કરેછે'. એવો સત્ક્રિયાનો વિલક્ષણ મહિમા છે.

સત્ક્રિયા–સારી કરણીને એક દેવી જેવી ગણી છે. તેથી બહુ લાભ અને સુખ થાયછે. સર્વ સારાં ફલ સારૂ પ્રયત્ન પણ તેવો સારો જ જોઇયે છિયે. તેમાં અન્તરાય પણ બહુ આવે એ સ્વાભાવિક છે. પરન્તુ બુદ્ધિમન્ત સજ્જનો પોતાના અનુભવથી એમ કહેછે કે;–સત્ક્રિયા કરતાં જે વિરોધ આવેછે તે સમર્થ જનોને ઉત્તેજકનો અર્થ સારેછે; તથા સત્ક્રિયાને કરતાં, અને કરી રહ્યા પછી ફલ સમયે પણ, તે બહુ સન્તોષાનન્દપ્રદ છે. તેઓ એટલી જ સૂચના કરેછે કે, સત્ક્રિયામાં પ્રવેશ કરી પછી જરા અન્તરાય આવતાં, જે, દુર્બલની પેઠે, મનભંગ થઇ જાયછે તેને તેનો મિષ્ટ સ્વાદ મલતો નથી.

મહત્ફલની આકાંક્ષાવાલાએ પ્રથમ સત્સમાગમ કરી સત્ક્રિયાને સમજી લેવી. પછી દૃઢ નિશ્ચયથી તે કરવાનો આરંભ કરવો.

ઇંગ્રેજીમાં કહેવત છે કેઃ-

Who never tries, Cannot win the prize.

જો ન કરે બલ તો ન મલે ફલ.

જે ઉત્સાહથી સત્ક્રિયા કરવા પ્રયત્ન કરેછે તેને ઇશ્વિર સહાય થાયછે અને તેના અર્થની સિદ્ધિ થાયછે.

'सुमंत्रिते सुविक्रान्ते सुकृते सु विचारिते'
'सिध्यन्त्यर्था महाबाहो दैवंचात्र प्रदक्षिणं'

'હે મહાબાહો! જે અર્થ અથવા ક્રિયા સારી રીતે વિચારી, સારી રીતે મંત્રી (સલાહ કરી) સારી રીતે પરાક્રમ વા પ્રયત્ન કરી, સારી રીતે કરવામાં આવેછે તે સિદ્ધ થાય છે જ. એમાં દૈવ પણ માન આપી અનુકૂલ થાયછે.'

રઘુવંશ સર્ગ ૩ શ્લોક ૬૨ માં કાલિદાસ કહેછે કેઃ—

पदं हि सर्वत्र गुणैर्विधीयते

'(પ્રયત્નાદિ) ગુણવડે સર્વમાં (મિત્ર, શત્રુ અને ઉદાસીમાં) પગ મૂકાયછે. એ યથાર્થ છે.'

એક યૂરોપીયન કવિ કહેછે કેઃ—

The wise and prudent conquer difficulties
By daring to attempt them. Sloth and folly
Shiver and shrink at sight of toil and danger,
And make the impossibility they fear.

ROWE.

'વિવેકી અને દૂરદર્શી હોયછે તે કઠિન કાર્યો કરવાના સાહસથી જ તે કાર્યોને જીતેછે. પણ આલસ્ય અને મૂર્ખતા છે તે શ્રમને અને ભયને દેખીને, ધ્રૂજેછે અને સંકોચાયછે; અને એમ થયે જે અસાધ્યતા સારૂ તેઓ બીને છે તે પોતે જ ઉત્પન્ન કરેછે.'

ઉદ્યોગને અને પ્રયત્નને અન્તે જય જ છે, તેમ છતાં પણ કદાપિ જય ન મલે તો હાનિ તો નથી જ.

यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः

યત્ન કર્યા છતાં પણ જો સિદ્ધિ ન પમાય તો તેમાં દોષ શો છે?

માટે મહાશયોએ પ્રથમ સત્સંગ કરી સત્ક્રિયા એ શું છે તે જાણી લેવું, પછી વિચાર કરી તે કરવાનો આરંભ કરવો, અને પછી પૂર્ણ પ્રયત્ન ચાલુ રાખી તેમાં દૃઢ રહેવું; અને તેમાં સફલ થતા સુધી વિરામ્યા વિના વધ્યાં જવું. મહારાજા ભર્તૃહરિ જેવા પ્રામાણિક પુરુષનાં નીચેનાં વાક્ય સર્વેએ સ્મરણમાં રાખવાનાં છેઃ—

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः
प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः ।
विघ्नैः पुनःपुनरपि प्रतिहन्यमानाः
प्रारभ्य चोत्तमजना न परित्यजन्ति ॥

नीतिशतक. २७

નીચ મનુષ્યોએ વિઘ્નના ભયનેલીધે કંઇ ક્રિયા-કર્મ-આરંભાતુજ નથી; મધ્યમ મનુષ્યો પ્રારંભેછે પણ પછી વિઘ્ન આવતાં વિરામી જાયછે; (આરંભેલું કાર્ય છોડી દેછે;) પરન્તુ ઉત્તમ મનુષ્યો સત્ક્રિયા-કર્મ-ને પ્રારંભી, વારંવાર વિઘ્નોથી હણાયાં જાયછે તોપણ તેને ત્યજતા નથી.

એ યથાર્થ છે. અને એ પ્રમાણે કસોટી છે તો, આપણે કયા વર્ગમાં છિયે-નીચમાં, મધ્યમમાં, કે ઉત્તમમાં,-તેની પરીક્ષા પ્રત્યેકે પોતાની મળેજ કરી લેવી.

આ જગતનાં મનુષ્યોના એ પ્રમાણે પણ ત્રિવર્ગ થાયછે. તેમાં વિશેષ સંખ્યા નીચ વર્ગમાં જણાયછે. તેમને બોધ પહોચી શકતો નથી. મધ્યમ વર્ગમાં પ્રમાણમાં જે અલ્પ સંખ્યા છે, તેમાંથી જે પાછાં હઠેછે કે ઉભાં રહેછે તેને અન્તે નીચ વર્ગમાં જવાનું થાયછે, અને જે વર્ધમાન વા અગ્રગામી થાયછે તેનું સં-

ચરવું ઉત્તમ વર્ગ—કે જેમાં અલ્પતર સંખ્યા છે—તેમાં થાયછે. આમ પરસ્પર સંબંધ હોવાથી સર્વે વર્ગવિષે વિચાર જાણવા ઉપયોગી છે.

જન્મથી જે પોતાની દશા હોય તેવી ને તેવીજ દશામાં રહેનાર માણસો નીચ વર્ગમાં ગણાયછે. જન્મ પછી વધવું એ સ્વાભાવિક નિયમ કે સંકેત છે એમ સર્વેનાં શરીરની વૃદ્ધિ ઉપરથી સ્પષ્ટ જણાય છે. બાલકના અવતરતી વેલાના શરીરમાં, અને પછી તેના તેજ બાલકના પચીશ ત્રીશ વર્ષના શરીરમાં, વૃદ્ધિ થઇ કેટલો બધો અન્તર પડેછે, એ સર્વેને પ્રત્યક્ષ છે. જેમ શરીર વિષે સર્વ પ્રાણીને છે, તેમ શરીર સંબંધી સર્વ વિષયોમાં મનુષ્ય પ્રાણીને એક વિશેષ છે. ભાષાના તથા વિચાર વૃદ્ધિનાં સાધનના અભાવનેલીધે પશુઓને, પ્રથમની જે દશા હોયછે તેમાંજ રહેવું પડેછે. હોય તેજ દશામાં રહેવું એ પશુની સ્થિતિ છે. પોતાની દશા સુધારવા તથા વધારવા મનુષ્યજાતિ પાસે બહુ સાધન છે. અને તેનો જેમ જેમ ઉપયોગ કરવામાં આવે તેમ તેમ માનવી દશા સારી રીતે વધતી જાયછે. તેમ થાય એમાં એક સાધન થવું એ મનુષમાત્રનો ધર્મ છે. જે હોય તેજ અવસ્થામાં રહેવું એ પશુતુલ્ય થવા જેવું છે; તોપણ દુર્ભાગ્યે, બહુ સંખ્યા પ્રથમથી બહારની જે સ્થિતિમાં હોયછે તેજ સ્થિતિમાં સદા રહેછે. એ દશાનું શાસ્ત્રોક્ત નામ કહિયે તો તમોગુણની દશા કહેવાય. જે તમોગુણ મૂઢ આદિ વૃત્તિનો હેતુ છે. તેમાં જડતા બહુ આવેછે, અને તે, મનુષ્યોને, આલસ્ય, મૂઢતા, અંધકાર આદિમાં રાખેછે. અર્થાત્ નીચવર્ગીય મનુષ્ય સજીવ છતાં સ્થાવર સમાન થઇ રહેછે.

ઈશ્વર કૃપાથી કોઈ સંયોગનેલીધે જે કોઇ મનુષ્યો એ સીમામાંથી નીકલી અગાડી આવેછે તે ઉપરી વર્ગમાં સંચરેછે.

મધ્યમ વર્ગમાંનાં મનુષ્યો પોતાની અવસ્થા સુધારવા વધારવા પ્રયત્ન કરેછે, અને એમ કરવું એજ મનુષમાં માનુષત્વ છે. થોડુ

ભણી વાંચવા લખવા શક્તિમન્ત થયા હોય, અને પોતાની મૂલ અવસ્થા હોય તેમાંથી ગમે તે પ્રકારે જે આગળ જવા ધારતા હોય, એ સર્વ આ વર્ગમાં આવેછે. તેમાંથી કેટલાક થોડુ ચાલી અટકી પડેછે, કેટલાક ચાલ્યા જઈ અધિકાધિક યોગ્યતા મેલવી અન્તે ઉત્તમ વર્ગમાં પ્રવેશ કરેછે. આ મધ્યમ વર્ગમાંથી ઉત્તમ વર્ગમાં સંચરવાની આશા રાખનાર ઉત્સાહી મહાશયોએ કેટલાક વિચારો બહુ લક્ષમાં રાખવાના છે.

શાસ્ત્રોક્તરીતે, એ મધ્યમ અવસ્થામાં આવેલાં મનુષને રાજસી વૃત્તિનાં કે રજોગુણી મનુષ્યો કહેછે. રજોગુણ ઘોર અને રાગ આદિ વૃત્તિનો હેતુ છે. તેથી ચંચલતા બહુ આવેછે. એ ગુણમાં વર્ત્તતાં મનુષોને અર્થમાં તથા કર્મમાં બહુ આસક્તિ થાયછે, અને તેથી તૃષ્ણા વધી તે તૃષ્ણારૂપી રજ્જુથી બંધાઈ તેઓ આગળ પાછળ ખેંચાયછે. એ અવસ્થામાં બહુ સાવધાની રાખવાની છે. કારણ તેમાંથી નીચે પડાય છે, કે તેમાંને તેમાંજ હિંદોલે ચડાય છે, કે તેમાંથી ઉત્તમ વર્ગમાં જવાય છે. સમજુ મનુષ્યોએ તેમાંથી ઉત્તમ વર્ગમાં જવાનું ઉચ્ચ લક્ષ્ય રાખવું. તેટલાસારૂ તેમણે પ્રથમ નિરન્તર સન્માર્ગમાં વધ્યાં જવાની પ્રતિજ્ઞા કરવી અને તે **સંવર્ધન** (Progressing) નેસદા સ્મરણમાં રાખી જ્યાં સુધી પુરુષાર્થ સિદ્ધ થાય ત્યાં સુધી ન વિરામવાનું 'પણ' લેવું.

સદા મહાશય રાખી ગમે તેવાં વિઘ્ન કે વિક્ષેપ આવે તોપણ કદાપિ વિરામવું નહિ. જે વિક્ષેપ દેખી પાછાં હઠેછે કે વિરામેછે તેને ઇચ્છિત ફલ મળતું નથી, અને કરેલો શ્રમ વ્યર્થ જાયછે. કોઈ કોઈ સમયે તો ફલ બહુ સમીપ હોયછે, પણ ધૈર્ય ત્યજી વા હિંમત હારી ઉભાં રહેથી તેનો લાભ લેવાતો નથી. કેટલેક પ્રસંગે તો 'લક્ષ્મી ચાંલ્લો કરવા આવી ત્યારે અભાગીઓ મ્હો ધોવા ગયો' એવુંજ થાયછે. માટે ગમે તેવાં સંકટો, ગમે તેવા પ્રતિબંધો, ગમે તેવા વિક્ષેપો, સંક્ષેપમાં ગમે તેવા ઉદયાસ્ત આવે તોપણ શૂરવીરની પેઠે **સુવર્ધમાન** શબ્દના મંત્રનો જપ મનમાં કરતાં રહી, અને

તેજ શબ્દનો ઘોષ મુખથી કરતાં જઈ, સન્માર્ગમાંથી ચળાવિના અગ્રગામી રહેવું, તો અન્તે ઈશ્વરના અનુગ્રહથી શુભ ફલ મળશેજ મળશે.

અમેરિકાખંડ શોધી કહાડનાર કોલંબસના વૃત્તાન્તથી સિદ્ધ થાય છે કે, જે લોકો સંકટથી નિરાશ ન થતાં સંવર્ધમાન રહેછે તેને અન્તે ઇચ્છિત ફલ મળેછે. જેટલા દિવસનું અનુમાન કર્યું હતું તે કરતાં બહુ દિવસ સુધી તેણે પોતાની નૌકાને આગળ ચલાવ્યાં કરી તોપણ કોઈ સ્થલ વા દેશ દેખાયો નહિ. તેથી તેના સંગીઓ એટલા બધા રોષે ભરાયા કે કોલંબસને મારી નાંખવાનો તેમણે સંકલ્પ કરો. તોપણ કોલંબસે પોતે ધૈર્ય રાખી, તેમને પણ બહુ પ્રકારે શાન્ત પડ્યા, અને અન્તે અમેરિકા જેવો આખો ખંડ શોધી અમર નામ કરૂં. સામાન્ય મનુષ્યોની પેઠે સંકટ જોઈ નિરાશ થઈ કોલંબસ પાછો વળો હત તો, કરેલો શ્રમ વ્યર્થ થાત, તેના જીવતરને નિષ્ફલતાનો ચાંલ્લો ચોટત, અને ફલ કશુ ન થાત.

સંવર્ધનના પ્રતાપથીજ કોલંબસને અમેરિકાખંડ મળો કહીએ તો ચાલે. આપણે આપણી શક્તિ અને આશયના પ્રમાણમાં, નિરાશ થઈ ને ઉભા રહીએ ત્યાં જરા સારૂ, ફલથી દૂર રહેતા હઈશું, એમ હોય તો તેમાં શું આશ્ચર્ય છે. આપણે જે શુભ કર્તવ્ય કરવાનો આરંભ કર્યો હોય તેમાંથી વિરામવાની વૃત્તિ થાય ત્યારે એટલુંજ આપણે પોતાનેજ પૂછવું કેઃ—

અલ્પ અન્તર સારૂ સર્વ સિદ્ધિનો નાશ તો નથી થતો? એટલું સ્મરણ કરી કોલંબસની પેઠે સંવર્ધમાન થવું. ઈશ્વરેચ્છાથી એમ થયે કર્મ અને ફલનો યોગ થશેજ થશે.

શૂરવીર નેપોલીયન બોનાપાર્ટની પેઠે અશક્યતાના, નિરાશાના વાચક શબ્દ કોશમાંથી કહાડી નાંખી, સંવર્ધન શબ્દનુંજ સેવન રાખવું યોગ્ય છે.

નીચવર્ગવાળાંજ મનુષ્યો, સૂક્ષ્મદર્શકયંત્રના જેવી વિચારરૂપી

આંખોથી,–નાની નાની કઠિનતાઓને મ્હોટી મ્હોટી દેખી, બીની જાયછે, એટલે પછી જીવતર સફ્લકર મહાશયને તો જોવાનો વારો પણ તેમને આવતો નથી, અને તેમની સૂક્ષ્મદર્શક આંખ મહદ્દર્શક થઇ શકતીજ નથી.

સંવર્ધમાન જનો અન્તે ઉત્તમ વર્ગમાં સંચરેછે. ઉત્તમ વર્ગનો મહિમા જેટલો ગાઇએ એટલો ઓછો છે. શાસ્ત્રોક્ત રીતે એ ઉત્તમ વર્ગની સીમામાં આવેલાં મનુષ, સાત્વિકીવૃત્તિનાં કે સત્વગુણી મહાત્મા કહેવાયછે. તે વૃત્તિનો લાભ થતાં પ્રકાશ બહુ થાયછે. સત્વગુણજ એકાગ્રતા અને જ્ઞાનનો જનક છે. અને અન્તે સુખશાન્તિ પણ સત્વગુણનુંજ સુરસ ફ્લ છે. માટે અસ્તોદયમાં સંવર્ધમાન તથા વિવર્ધમાન થઇ ઉન્નતેચ્છા રાખી અભીષ્ટ ફ્લની પ્રાપ્તિ અર્થે પુરુષાર્થ કર્યાં જવા; અને કૃતકૃત્ય થવું.

એવા મહાશયોને યથેચ્છ શુભ ફ્લ મલેછે તેનાં અનેક દૃષ્ટાન્તો આપણામાં પ્રસિદ્ધ છે. માત્ર તેને યથાર્થ સમજી તેનો પ્રયોગ કરતાં શિખવાનીજ અપેક્ષા છે. ધ્રુવની કથાનું દૃષ્ટાન્ત અત્ર લઇએ;–કે જે કથાનું અમૃત, છેક બાલપણામાંથીજ, નિરતિશય પ્રેમી માતાઓના મુખારવિંદથી, ચિત્તાકર્ષક સુરસ રાગસહિત, કર્ણદ્વારા, આપણાં નિર્મલ અને કોમલ અન્તઃકરણમાં, ઉતરેલું હોયછે.

ધ્રુવ.[1] ઉત્તાનપાદનામે રાજાને સુનીતિ તથા સુરુચિ નામે બે સ્ત્રીઓ હતી. તેમાં સુરૂચિ સ્ત્રી રાજાને બહુ પ્રિયા હતી, તેને ઉત્તમ નામે પુત્ર હતો. સુનીતિને ધ્રુવ નામે સુત હતો. એકદા રાજા સુરુચિના પુત્રને ખોળામાં બેસારી લડાવતો હતો, ત્યાં ધ્રુવને પણ રાજાના અંકમાં[2] બેસવા ઇચ્છા થઈ. પરન્તુ રાજાએ તેને અભિનન્દન આપ્યું નહિ. તે જોઈ અતિ ગર્વિતા

---

૧ શ્રીમદ્ભાગવતના ચતુર્થ સ્કંધના અષ્ટમાધ્યાયથી આરંભાતુ ધ્રુવનું આખ્યાન લીધું છે. ૨ ખોલામાં.

સુરુચિ બોલી કેઃ—'હે વત્સ! તું રાજકુમાર છું પણ મારી કુખે તેં અવતાર લીધો નથી, માટે તું નૃપતિના આસન ઉપર બેસવા યોગ્ય નથી. તું બાલક છું તેથી તને સમજણ નથી અને તેથી આ દુર્લભ મનોરથ તને થયો છે.' માતાની સપત્નીનાં[1] એવાં દુર્વચનથી વિંધાયલો ધ્રુવ રોતો રોતો માતા પાસે ગયો. માતાએ તેને ઉત્સંગમાં[2] લીધો, અને કોઈ અન્તઃપુરજનના મુખથી સપત્નીનાં કઠોર વાક્ય સાંભલી પીડા પામી ગદ્ગદિત થઇ, વિલાપ કરતી કહેવા લાગી કેઃ—'હે તાત! તે માતાએ જે કહ્યું 'છે તે ખોટું નથી. તારા દુઃખનું છેદન કરવા ઈશ્વિરવિના અન્ય 'કોઈ સમર્થ હું જોતી નથી.' ઇત્યાદિ વચન સાંભલી, માનભંગને સહન ન કરવાનો ક્ષત્રિયોના તેજનો મહિમા વધારતો તે બાલક, પાંચ વર્ષના વયે બુદ્ધિવડે નિશ્ચય કરી, અભ્યુદય સારૂ પિતાના પુરથી બહિર્ નીકલ્યો. ત્યાં નારદ મળ્યા. તેમણે ધ્રુવને પાછાં વળવાનાં બહુ કારણ કહ્યાં અને કહ્યું કેઃ—'તારે માન અવમાન ગણવું યોગ્ય નથી. કદાપિ ગણાં તોપણ અજ્ઞાનવિના પુરુષને અસંતોષનું કંઈ કારણ નથી, કારણ કે લોકમાં નિજકર્મવડેજ સુખદુઃખ થાયછે. તું જે ઇચ્છેછે તે બહુ કઠિન છે. સુખદુઃખમાં—સુખ હોય ત્યારે પુણ્ય ક્ષય થાયછે, અને દુઃખ હોય ત્યારે પાપક્ષય થાયછે,-એમ માની, આત્માને તોષી, શરીરધારી (જન) અજ્ઞાનનો પાર પામેછે.' ઇત્યાદિ સાંભલી ધ્રુવ ઉત્તર દેછે કેઃ—'સુખદુઃખથી હત[3] થયેલા જનો અર્થે આપે કૃપાથી 'આ શમનો[4] જે માર્ગ દેખાડ્યો તે મારા જેવાને સારૂ દુર્દર્શ[5] 'છે. હું તો, જે પદ ત્રિભુવનમાં પણ ઉત્કૃષ્ટ હોય અને જે પદ 'મારા પિતૃઓ કે બીજાઓ પણ પામ્યા ન હોય તે પદને 'જીતવા ઇચ્છુછું. માટે હે બ્રહ્મન્! (તેવા મહાશય ઉત્સુકને 'યોગ્ય એવો) સારો માર્ગ દેખાડોઃ—

---

૧ શોક. ૨ કેડથી ઉપરનો ભાગ; છાતી સરસો ચાંપ્યો. ૩ હણાયલા, જીવનવિનાના. ૪ શાન્તિ. ૫ જોવાને કઠિન. નજરમાં ન આવે એવો.

'पदं त्रिभुवनोत्कृष्टं जिगीषोः साधुवर्त्म मे ।
ब्रूह्यस्मत्पितृभिर्ब्रह्मन्नन्यैरप्यनधिष्ठितम् ॥'

अ० ८ श्लो. ३७

પ્રસન્ન થઇ અનુકંપાવાન્ નારદે ધ્રુવને ઇચ્છિત માર્ગ દેખાડ્યો. ઉત્કૃષ્ટપદની ઉન્નતેચ્છામાં અને ઉન્નતેચ્છામાં ધ્રુવ ચાલ્યો ગયો. ઇશ્વિરના અનુગ્રહથી તેને વેદાદિ સર્વ વિદ્યાની પ્રાપ્તિ સહિત તત્વજ્ઞાન થયું. શરીરબલ પણ તેવુંજ સારૂ તેને મલ્યું. સર્વ પ્રકારે યોગ્ય થઈ પાછાં વલતાં રાજ્ય પણ તેનેજ મલ્યું અને સુનીતિમાતાદિને પૂર્ણ આનન્દ આપ્યો. સ્વરાજ્યની પ્રજાને પિતા સમાન પાલી અનેક પરાક્રમો કરી અન્તે વિષ્ણુ પદ પામ્યા. કે જે અચ્યુત પદ, માત્ર શાન્ત, સમદર્શી, શુદ્ધ, અને સર્વ ભૂતનું રંજન કરનાર મહાત્માઓજ પામેછે. મહત્ત્વ ઇચ્છનાર સર્વેએ ધ્રુવચરિત ધ્યાનમાં રાખવા યોગ્ય છે. એમ તેના ગુંથનાર કહેછે.

એ ચરિત્ર ઉપરથી આપણે અનેક ઉપદેશ લઇ શકાયછે. ધ્રુવ રાજકુમાર હતો અને છેક બાલક હતો, અને માત્ર દુર્વચન સાંભલ્યું હતું તોપણ તેનામાં પૌરુષ હતું તો, તેમાંથીજ ઘર્ષણ થઇ પ્રકાશ થયો.

यदचेतनोपि पादैः स्पृष्टः प्रज्वलति सवितुरिनकान्तः ।
तत्तेजस्वी पुरुषः परकृतविकृतिं कथं सहते ॥

भ. नी. ३७

સૂર્યકાન્તમણિ અચેતન છે તોપણ સૂર્યના પાદ (કિરણો)થી સ્પર્શાયેથી તપી જઇ અગ્નિ ઉત્પન્ન કરેછે, તો તેજસ્વી પુરુષ બીજાએ કરેલો વિકાર કેમ સહે? નજ સહે. પ્રમાણમાં એ કોમલ રાજકુમારને એ મહતી વિપત્તિ કહેવાય. પરન્તુ તેણે તે વિપત્તિનેજ ઉદય-મહત્તા-પ્રાપ્ત કરવાનું પગથિયું કર્યું. તેને થયેલા તિરસ્કારથી નિરાશ થઇ માતાના આગલ રોઇ તે બેશી રહ્યો નહિ. પણ સંવર્ધનનો ઉપાય શોધ્યો. તે ઉપાય પણ સામાન્ય

નહિ પરન્તુ બહુ કષ્ટકર અને ભય ભરેલો હતો. તેણે જોયું કે પોતાની દશા બહુ નીચી છે તેને સર્વોત્તમ કરવાની ઈચ્છા છે તો, તેના પ્રમાણમાં પ્રયાસ પણ તેવોજ કરવો જોઇયે. તદનુસાર દૃઢ નિશ્ચય કરી તપ, એટલે ઇચ્છેલા આશયને સિદ્ધ કરવાયોગ્ય વિહિત કર્મ, કરવા નીકલ્યો. અને એવો મહાન્ પ્રયત્ન કર્યો કે, ઈશ્વરકૃપાથી તેને રાજ્ય અને બહુ સુખ વૈભવ મળ્યાં, અને અન્તે ઉત્કૃષ્ટ પદની પ્રાપ્તિ થઇ. તેણે શોધ કર્યાથી, વા તે ઉત્કૃષ્ટ પદ પામ્યાથી, કે ગમે તે કારણથી હજી સુધી અચલ ધ્રુવના તારા સાથે તેનું નામ અચલ અમર ગણાયછે.

વિચાર કરી જોતાં એમ જણાયછે કે, મહન્ત પુરુષો દુઃખને પણ સુખનું સાધન કરી દેછે, એટલુંજ નહિ પણ તેઓ પ્રતિકૂલતા અથવા દુઃખને એવું વશ કરી દેછે કે, જે દુઃખ, અસંખ્ય સામાન્ય મનુષ્યોને પોતાના સદાના દાસ કરીને તેમનો રાજા થઇ પડેછે, તેજ દુઃખ, મહાત્માઓનો દાસ થઈ, મહાત્માને જે પ્રિય એવો યશ તેનો વિસ્તાર કરવામાં યથેચ્છ સાધન થઇ પડેછે. મહાત્માઓનો પ્રવેશ દુઃખમાં અને સજ્જનોના મનમાં સંગાતેજ થાયછે. માટે પ્રતિકૂલતા વા દુઃખ દેખી ઉભાં રહેવું નહિ.

મહત્તાઇચ્છકોએ સદ્‌ગુણમૂર્તિ રામનું શ્રેયસ્કર દૃષ્ટાન્ત સદા દૃષ્ટિમાં રાખવું.

પુરુષાર્થપ્રદ પરમપવિત્ર રામચરિત્ર પરથી આએ વલી સ્પષ્ટ જણાયછે કેઃ—રાજ્યનો નાશ, વનમાં વાસ, પિતાનું મૃત્યુ, સીતાનું હરણ એમ ઉત્તરોત્તર—એકનો અન્ત થતા પહેલાં બીજુ—આવી પડ્યું અને,

### छिद्रेष्वनर्था बहुलीभवन्ति.

(છિદ્રોમાં બહુ અનર્થો થાયછે.)

(When sorrows come, they come not single spies, but in battalies.)

એમ થયું અને વિપત્તિ અને પ્રતિકૂલતાની કંઈ પણ સીમા રહી નહિ તોપણ,

**सर्वःकृच्छ्रगतोपि वांछति जनः सत्वानुरूपं फलम्.**

म. नी. ३०

(સર્વજન કષ્ટ પામતાં પણ સત્વાનુરૂપ–સામર્થ્ય પ્રમાણે–ફલ ઇચ્છેછે.) એ યથાર્થ વચન પ્રમાણે રામવિષે વારંવાર જોવામાં આવેછે.

રામની સદ્‌વૃત્તિ, પ્રકાશ પ્રમાણે, સદા ઊર્ધ્વગામી[1] જ હતી. કર્તવ્યમાં તેઓ આલ્લથી વિરામા દેખાયા નથી. મહાત્માઓનું લક્ષ્ય[2] સદા ઉચ્ચ રહેછે એટલુંજ નથી, તથા તેઓના વિચાર સદા ઉચ્ચ અને વિશાલ હોયછે એટલું જ નથી, પણ તેઓ તેને આચારમાં લાવેછે તે વેળા પણ, બહુજ સામાન્ય સાધનથી, બહુ મહત્કાર્ય સિદ્ધ કરેછે. એવી વિલક્ષણ શક્તિ તેમનામાં હોયછે.

ઉપર સૂચવ્યા પ્રમાણે મહાસંકટમાં છતાં રામે રાવણ જેવાને જીતી અક્ષય કીર્તિ મેળવી છે. અને તે પણ કેટલી પ્રતિકૂલતા અને કેવાં નિકૃષ્ટ સાધનથી!

विजेतव्या लङ्का चरणतरणीयो जलनिधि-
र्विपक्षः पौलस्त्यो रणभुवि सहायाश्च कपयः ।
तथाप्येको रामः सकलमजयद्राक्षसकुलं
क्रियासिद्धिः सत्वे भवति महतां नोपकरणे ॥

महानाटक. १११

જીતવાની તો લંકા, તરવાનો તો સાગર, શત્રુ તો રાવણ, રણભૂમિમાં સહાય તો વાનરા, (એમ સર્વ પ્રકારે પ્રતિકૂલતા) તથાપિ એક રામે સકલ રાક્ષસ કુલને જીત્યું. (એ પરથી એમ

---

૧ ઉપર ઉર્ધ્વ—જનારી. ૨ નીશાન.

સિદ્ધ થાયછે કે) મહાત્માઓની ક્રિયા સિદ્ધિ સત્વમાં (એટલે શક્તિ-બલ-સાહસ વા વ્યવસાયમાં) છે, ઉપકરણ એટલે સહાય સાધન-માં નથી.

રામ, પ્રતિકૂલતાઓ અને વિપત્તિઓ જોઈ અટક્યા નહિ, પરન્તુ દુષ્કર કાર્ય કરી અપ્રતિમ કીર્તિ મેલવી. ઉત્તમ વર્ગના મહાત્માઓની એ નીતિ રીતિ છે. તે સર્વેએ યથાશક્તિ અનુકરણીય[1] છે.

એ મહાજનોનાં દૃષ્ટાન્ત આપવાનું કારણ પૂર્વે સૂચવ્યું છે તેમ એટલુંજ છે કે, આપણી દૃષ્ટિ સમીપ ઉત્તમ ઉદાહરણ હોય તો તેનું અનુકરણ કરવું સુલભ લાગી વધારે લાભ થાયછે. અક્ષર સુધારવાસારૂ સમક્ષ વર્ણદર્પણ[2] રાખી તે પ્રમાણે વર્ણ અથવા અક્ષર લખવા પ્રયત્ન કરવામાં આવેછે, તેમજ ગુણશીલ અર્થે પણ કરવાનું છે. મૂલ જેવા તો વિરલ જનોજ અક્ષર કહાડી શકેછે, પણ સારા દૃષ્ટાન્તથી યથાશક્તિ લાભ અવશ થાયછે.

કર્ણ—દાનવીર—નું પ્રખ્યાત નામ બહુનાથી અજાણ્યું નથી. તેની પૃથા (કુન્તી) નામે માતાએ કોઇ કારણથી તેનો જન્મ થતાંજ તેને પેટીમાં સુવારી નદીમાં તરતો મૂકી દીધો. સત્યકર્માના પુત્ર અધિરથ નામના મનુષ્યના હાથમાં તે પેટી આવી. તેને ઉઘાડી જોતાં તેમાં બાલક દીઠું. તે તેણે પોતાની રાધા નામની સ્ત્રીને આપ્યું. તેણે તેને વસુષેણ એવું નામ આપી ઉછેર્યો. પરન્તુ અજ્ઞાત માતાપિતાનું બાલક તેથી તે સમયની રીતિ પ્રમાણે સંસ્કાર થઇ વિદ્યાભ્યાસાદિ થવું કઠિન હતું. કર્ણ વયમાં વધતાં તેણે જોયું કે **સ્વાશ્રય** (Self-Help) વિના પોતાની સમુન્નતિ સારૂ અન્ય ઉપાય નથી. તે ખરેખરો અનાથ-નિરાધાર-હતો તે છતાં પણ તેણે દૃઢ નિશ્ચય કર્યો કે,—ઉન્નતેચ્છા રાખી સમુન્નતિ સારૂ સ્વાશ્રય અને સ્વપ્રયત્ન દ્વારા સંવર્ધમાન થયાં જવું.

---

૧ તે પ્રમાણે કરવા યોગ્ય. ૨ લિપિધારા, અક્ષરમાલા, કાપીબુક, ખરડા, દુપસ્તા.

હસ્તિનાપુરમાં રાજપુત્રોના વિદ્યાકલાના અભ્યાસ અર્થે મહાશાલા હતી. તેના અધ્યક્ષ મહાસમર્થ દ્રોણાચાર્ય હતા. તેની પ્રખ્યાતિ એટલી બધી હતી કે,–તેમાં મહારાજા ધૃતરાષ્ટ્ર તથા પાંડુના રાજપુત્રો વિદ્યાભ્યાસ કરતા હતા એટલુંજ નહિ પણ, અનેક દેશથી વિદ્યાર્થીઓ ત્યાં વિદ્યાભ્યાસ કરવા આવતા હતા. હાલ રાજકોટ, જયપુર આદિ સ્થલોએ રાજકુમારપાઠશાલાઓ છે, તેવા પ્રકારની પૂર્વે રાજપુત્રો સારૂ મહાશાલાઓ હતી. તેમાં તે વેલા તે મુખ્ય હતી. તેમાં કર્ણની પાલક માતા રાધાનો રાધેય નામે પુત્ર પણ અભ્યાસ કરવા જતો. તેની સાથે કર્ણ પણ જાય. ત્યાં કર્ણે એવા ઉદ્યોગ અને પ્રયત્નથી અભ્યાસ આદર્યો કે મહારાજાના વંશના દુર્યોધનાદિ તથા અર્જુનાદિના સમાન વિદ્યાભ્યાસમાં ગણાવા લાગ્યો. ધનુર્વિદ્યાની કોઇ કોઈ અસાધારણ કૃતિમાં તો અગ્રણી અર્જુન કરતાં પણ કર્ણ અધિક દેખાય. તેથી અર્જુન ઉપર ઈર્ષ્યા રાખનાર દુર્યોધનની તેના ઉપર પ્રીતિ થવા માંડી. અન્તે પરસ્પરમાં મમતા વધી સ્નેહ થયો.

## विद्या राजसु पूजिता नहि धनं ॥

(રાજાઓમાં વિદ્યા પૂજાયછે ધન નહિ.)

કર્ણનામાં વિદ્યાભ્યાસથી એટલી બધી શક્તિ વધી કે તેનાં પરાક્રમે તેને રાજ્યાધિકાર આણી આપ્યા. તે દુર્યોધને તેને અંગદેશનો અધિપતિ કર્યો.

માતાપિતા વિનાનો એક નિરાધાર કર્ણ તેણે સ્વાશ્રયથી એવું મહત્ પદ મેળવ્યું તોપણ તેનામાંથી સુવર્ધમાનવૃત્તિ વિરામી નહિ. તે જેવો શક્તિ સંપાદન કરવામાં શૂર હતો તેવો જ તે પાત્ર દેખે ત્યાં સર્વસ્વ અર્પણ કરવામાં પણ શૂર હતો. વિદ્યાનું તો એવું વ્યસન તેને હતું કે અવધિ. તે સમયે વિદ્યાઓમાં પરશુરામ સર્વોત્કૃષ્ટ ગણાતા હતા. સર્વ સુખ છોડી કર્ણ, એક સામાન્ય વિદ્યાર્થી રૂપે, પરશુરામ પાસે વિદ્યા વધારવા ગયો. ત્યાં પૂર્ણગુરુભક્તિથી સેવા કરી પરિપૂર્ણ વિદ્યા સંપાદન કરી.

વચ્ચે અનેક સંકટો અને વિક્ષેપ નડતા, પણ તેથી નિરાશ થઈ વિરામ ન પામતાં સદા વર્ધમાન રહ્યો. અન્તે દુર્યોધન જેવા ચક્રવર્તીમહારાજાના રાજ્યનો એક વિશ્વાસુ સ્તંભ થઇ પડ્યો, અને મહાભારતના યુદ્ધમાં મહારથી ભીષ્મ, દ્રોણ સમાન મહારથી થઈ બહુ પરાક્રમો કરી તેણે અક્ષય કીર્તિ સંપાદન કરી છે. અદ્યાપિ પર્યન્ત પણ તેનું નામ બહુ મુખમાંથી સારા પ્રસંગે સાંભળવામાં આવેછે. તે મહાદાનવીર હતો. પ્રાતઃકાલમાં લોકો એમ કહેછે કેઃ—'રાજા કર્ણની વેલા' છે એ કેટલાક એજ કર્ણના નામનું સ્મરણ ગણેછે.

કર્ણમાં બીજા પણ ઉત્તમ ગુણ બહુ હતા,–એક નિષ્ઠા, સ્નેહ સારૂ સર્વસ્વઅર્પણ, વિશ્વાસ સારૂ સ્વાર્પણ, ધર્મમાં દૃઢતા, ઇત્યાદિ. પરન્તુ વિસ્તારભયથી તે અત્રે લખાતા નથી.

યૂરોપના ઇતિહાસમાંથી જણાય છે કેઃ–પ્રશંસક[1] પ્રશંસા કરતાં પ્રશંસનીય[2] જેવા થાયછે. દેશાભિમાનીઓને સદા સ્મરણમાં રાખવાયોગ્ય મરાથાનના રણસંગ્રામમાં મિલ્ટાઇડીઝનાં અદ્ભુત પરાક્રમની પ્રશંસા થેમિસ્ટોક્લિસે સાંભલી ત્યાંથી તેનું મન પ્રદીપ્ત થઈ ગયું, અને તેને એવી ધુન લાગી કે–ક્યારે દેશ સેવા કરવાનો એવો ભારે સમય આવે અને હું સ્વાર્પણ કરી કૃતાર્થ થાઉ. ઈશ્વરેચ્છાથી તેવો સમય આવો. આર્ટીમિસિઅમ અને સાલામિસનાં સંગ્રામમાં શત્રુઓને સંહારી સ્વદેશનું રક્ષણ કરી તેણે અમર નામ કરયું છે.

ગ્રીસના મહાવક્તા ડીમોસ્થીનીઝ વિષે એમ કહેવાય છે કેઃ– એક સમયે કાલિસ્ટ્રેટુસ નામના વક્તાનું ભાષણ સાંભલતાં તેનું મન એવું તો ઉશ્કેરાયું કે, તેજ વેલા તેણે નિર્ણય કર્યો કે, મારે એના જેવો વક્તા થવું. તેનામાં કોઇ પ્રકારની યોગ્યતા તે વેળા ન હતી. તેની જીહ્વામાં એવો દોષ હતો કે તેથી સ્પષ્ટ ઉચ્ચાર પાણ

૧ Admirer. ૨ The Admired. (વખાણ કરનાર વખાણ કરતાં વખાણ કરવા યોગ્ય મનુષ્ય જેવા થાયછે.)

તે કરી શકતો ન હતો, કે જેવા ઉચ્ચારની વક્તૃત્વમાં પ્રથમ આવશ્યકતા છે. પરન્તુ શુદ્ધબુદ્ધિના નિશ્ચય આગલ કશું અશક્ય નથી. તેણે એકનિષ્ઠાથી ઉદ્યોગ અને પ્રયત્નો કર્યાં તેનું ફલ એ થયું કે અદ્યાપિ સુધી યૂરોપમાંના વક્તામાં તે અગ્રગણ્ય છે. એ રીતે સ્વશક્તિ તથા સ્વાશ્રયથી સમર્થ પુરુષો સમૃદ્ધિ અને મહત્તા સંપાદન કરેછે એટલુંજ નથી પણ, લોકના કલ્યાણસારૂ તેનો ત્યાગ કે ઉપયોગ પણ ઉદારતાથી તેવીજ રીતે કરેછેઃ—

**आदानं हि विसर्गाय सतां वारिमुचामिव.**

रघु. स. ४ श्लो. ८६.

'મેઘની પેઠે સજ્જનોનું મેલવવું એ આપવાને અર્થેજ છે.' એ યથાર્થ છે. સમર્થ જનોને પોતાની શક્તિ અને પરાક્રમોમાં એટલો બધો વિશ્વાસ હોય છે કે અપેક્ષિત વસ્તુ જ્યારે જોઇએ ત્યારે મેળવવા પોતાને સમર્થ સમજેછે. ઉપરનાં આખ્યાનોમાં આ વિષયના પ્રસંગ આવેલા છે. વલી બલિરાજા નામે મહાસમર્થ મહારાજાની વાત જગત્પ્રસિદ્ધ છે કે, તેણે અમિત સમૃદ્ધિ મેળવી હતી. તે સમયની રુઢિ પ્રમાણે તે સમ્પત્તિના સાધનથી, લોકનું કલ્યાણ કરવા તથા વિદ્યાવન્તનો સત્કાર કરવા, તેણે અનેક યજ્ઞ કર્યા. અને અન્તે વામનજીને સર્વસ્વ અર્પણ કર્યું. સુજ્ઞ સમર્થ જન, સન્માર્ગે ઉપાદાન[1] કરેલાનું સત્પાત્રે દાન થાય, એજ તેની સાર્થક સફલતા સમજે છે.

રઘુવંશમાં કાલિદાસ કવેછે કેઃ—

રઘુરાજાએ દિગ્વિજય[2] કરી પ્રથમ અમિત સમૃદ્ધિ મેળવી. પછી તેને સફલ કરવા વિશ્વજિત્ નામે યજ્ઞ કર્યો. અને તેની દક્ષિણામાં સર્વસ્વ આપી દીધું. તે પછી વરતન્તુ નામે મુનિનો કૌત્સ નામે શિષ્ય, વિદ્યાસંપાદન કરી, ગુરુદક્ષિણા સારૂ યાચના કરવા, મહારાજાધિરાજ રઘુ પાસે આવ્યો. સર્વસ્વ દક્ષિણામાં

૧ મેલવેલુ. ૨ સર્વે દિશાઓમાં વિજય, રાજા માત્રને જીતવા.

સુવર્ણપાત્રો પણ આપી દીધેલાં તેથી મૃત્તિકાપાત્રમાં અર્ઘ્ય લઈ, યશવડે પ્રકાશવાન્ રઘુ, વેદશાસ્ત્રાદિ વિદ્યાથી પ્રકાશવાન તે કૌત્સ અતિથિ સામે ગયા, અને પૂજન કરી પૂછ્યું કેઃ—'હે 'કુશાગ્રબુદ્ધે! જેમ સૂર્યથી લોકો ચૈતન્ય પામેછે તેમ, જે ઋ- 'ષિઓમાં અગ્રણી ગુરુ પાસેથી આપે સમગ્ર જ્ઞાન મેળવ્યું છે તે, 'તથા પ્રજાદિ સર્વે કુશલ છે? આપના પધારાથીજ તૃપ્ત નથી 'થયો પણ આપની આજ્ઞા હોય તે કરવાને ઉત્સુક છું!' રઘુની ઉદારતા તો, સર્વસ્વ આપી દીધાથી શેષ રહેલા મૃત્તિકાના અર્ઘ્ય- પાત્રથી જ, અનુમાનાતી હતી, પરન્તુ તે જોઇને તે કૌત્સને તો સ્વાર્થપ્રાપ્તિની આશા દુર્બલ થઈ; અને ઉત્તર આપ્યું કેઃ—'આ- 'પ જેવા મહારાજા છતે પ્રજાનું અશુભ હોય જ કેમ! સૂર્ય ત- 'પતાં, લોકની દૃષ્ટિને અંધકાર કેમ ઢાંકી શકે. કાલ વિતી ગયા 'પછી અર્થિભાવથી[1] યાચવા આપની પાસે આવ્યોછું એ જ મને 'વિષાદ[2] છે. સત્પાત્ર પ્રતિ સંપત્તિ આપી દઇ આપ શરીરમાત્રે 'રહ્યા છો. સાર્વભૌમ છતે પણ દાનથી પ્રકટ થયેલું અકિંચનત્વ[3] 'છે એ વૃદ્ધિથી પણ શ્લાઘ્યતર[4] છે. તમને સ્વસ્તિ. ગુરુદ- 'ક્ષિણા સારૂ મારે જે ધન જોઇએ છિયે તે કોઈ અન્યપાસે 'યાચીશ.'

એમ કહી જતા કૌત્સને અટકાવી મહારાજે કહ્યું કે આપના વિદ્વાન્ ગુરુને શું આપવાનું છે તે કહો. કૌત્સ કહે કેઃ—

'વિદ્યાની સમાપ્તિ મારે થઈ ત્યારે મેં મહર્ષિને ગુરુદક્ષિણા સારૂ વિજ્ઞપ્તિ કરી. ત્યારે તેમણે મને કહ્યું કે, 'તારી સારી ભક્તિ એ જ ગુરુદક્ષિણા છે, તેથી જ હું સંતુષ્ટ છું.' એમ કહ્યા છતાં પણ અતિશય પ્રાર્થના કરી ગુરુદક્ષિણા સ્વીકારવા કહ્યું ત્યારે રોષથી બોલ્યા કે, 'જે ચતુર્દશ વિદ્યાઓ સંપાદન કરી છે, તેટલી કોટી ધન આપ'. ઉદારતાથી સર્વસ્વ દાન કરી, પ્રભુ એ શબ્દ જ શેષ રહેલો એવા આપ છો. માટે હું આપની પાસે યાચના

૧ આશાથી. ૨ ખેદ. ૩ પાસે કશું નહિ એવી સ્થિતિ. ૪ વધારે વ- ખાણવા યોગ્ય.

કરવા ઉત્સુક નથી.' રઘુએ તે શિષ્યને પોતાના રાજમંદિરમાં વસવાની વિનતિ કરી અને પોતાના પરાક્રમથી ધન સંપાદન કરવા તત્પર થયા. તેમને પુષ્કલ ધન આવી મળ્યું. તે સર્વે કૌત્સને દેવા માંડ્યું. 'તે સમયે દાતા રાજા, અને અર્થી તે બ્રાહ્મણ એ બે, પરસ્પરના આગ્રહથી, અયોધ્યાવાસી જનોના અભિનંદન[1]ના વિષય થઈ પડ્યા.' કારણ કે તે બ્રાહ્મણ કહે કે, 'ગુરુને આપવાનું છે તેથી અધિક હું લઉં નહિ'. રાજા કહે કે, 'આપના મનોરથથી અધિક આપું.' એમ દાતા અને પ્રતિગૃહીતા વચ્ચે રસિક વાદવિવાદ થઇ પડ્યો. (હાલના કહેવાતા બ્રાહ્મણોમાં અને તે સમયના યથાર્થ બ્રાહ્મણોમાં કેટલું અન્તર, કેટલો વિરોધ!)

**जनस्य साकेतनिवासिनस्तौ द्वावप्यभूतामभिनन्द्यसत्त्वौ।**
**गुरुप्रदेयाधिकनिःस्पृहोऽर्थी नृपोऽर्थिकामादधिकप्रदश्च ॥**

रघुवंश. सर्ग ५ श्लोक. ३१.

એ આદિ અસંખ્ય દૃષ્ટાન્તથી જણાયછે કે સુજ્ઞ અને સ્વાશ્રયી વીર પુરુષો સંપાદન કરવામાં જેવા શૂરવીર અને સમર્થ હોયછે તેવા જ સત્પાત્રે દાન કરવામાં હોયછે. સજ્જનોની સંપત્તિ એ સાર્વજનિક ગણાયછે, એ યથાર્થ છે.

વિક્રમ, ભોજ આદિ રાજાઓની દાનવીરતા પણ પ્રસિદ્ધ છે. એ ગુણ અમુક કોઈ દેશકાલની જ મર્યાદામાં હોયછે એમ પણ નથી.

ગ્રીસના જગદ્વિખ્યાત મહારાજ અલેકસાન્ડર—ધી ગ્રેટ એક સમયે પોતાના મિત્રો તથા સેવકોને પ્રીતિદાન તથા તુષ્ટિદાન કરવા માંડ્યાં. ત્યાં કોઇએ તેને પૂછ્યું કેઃ—'આપ આપને વાસ્તે શું રાખોછો?' તેનું ઉત્તર તેણે દીધું કેઃ—'આશા.' અને તે આશા તે, એ નીકલી કે, તે સમયે જાણીતા જગતનું રાજ્ય. રોમનગરના તેવાજ મહારાજ સીઝર જ્યારે ગાલદેશ જીતવા સંચર્યા ત્યારે તેણે પણ પોતાનું ધન આદિ હતું તે સ્નેહી

---

૧ પ્રશંસન, વખાણ.

સંબંધિયોને આપી દીધું. અને પોતાનો આધાર, પોતાનાં સ્વાશ્રય અને શક્તિ જે ભવિષ્યમાં સંપાદન કરી આપે તેના ઉપર જ, રાખ્યો.

મનુષ્યોના અન્તર્ના આચ્છાદિત ગુણને માત્ર ઘર્ષણની જ અપેક્ષા હોય એમ સૂક્ષ્મ રીતે જોતાં અનુમાન થાયછે. કોઈ શબ્દ સાંભલી, કોઈ પુસ્તક વાંચી, કોઇ વૃત્તાન્ત જાણી, કોઇના દર્શનથી, કોઇની કૃતિ જોઈ, અથવા પોતા ઉપર આવેલા પ્રસંગથી કે અનુભવથી, એવા બહુમાંથી કોઈ પણ પ્રકારના ઘર્ષણથી અન્તર્ગુણનું આચ્છાદન દૂર થઇ તેનો પ્રકાશ અને વૃદ્ધિ થાયછે.

અત્રે અર્પેલી મહાજનોની સંક્ષિપ્ત આખ્યાયિકાઓ[1] જેવા દેશવિદેશમાંના અનેક વૃતાન્તો, આ દેશના પુત્રોના ગુપ્ત ગુણોનું આચ્છાદન દૂર કરવાના ઉપયોગમાં આવો, અને તેઓ સર્વેનુ સારૂ કરવા સમર્થ થાઓ, એમ ઈશ્વરને પ્રાર્થના છે.

મનુષ્યોનું માપ તેના બાહ્ય દેખાવ ઉપરથી કે તેના બાહ્યના ઉપાધિ ઉપરથી થતું નથી. વિવેકી પુરુષો, મનુષ્યનું માપ તેના અંતર્ના ગુણ પ્રમાણે કરેછે. અને અંતર્ના ગુણોથી માપ છે એજ ખરૂં માપ છે. સર્વભક્ષક કાલ જેનું ભક્ષણ નથી કરી શકતો એવી કીર્ત્તિ તે, અંતર્ના શુભ ગુણના માપ પ્રમાણે જ ઉત્પન્ન થાયછે. માટે સમજુ મનુષ્યોએ બાહ્યના ઉપાધિ કરતાં અંતર્ની વિશુદ્ધિ તથા સદ્ગુણોની વૃદ્ધિ કરવા ઉપર વિશેષ લક્ષ રાખવું. ખરા સમજણવાળા અનુભવી પુરુષો છે તે એ જ ધોરણ ઉપર ચાલેછે. વળી વિશેષમાં તેઓ પોતાના સુખનો આધાર, બહિઃસ્થ વિકારી[2] અને ચંચલ પદાર્થ ઉપર રાખતા નથી. તેઓને અનુભવસિદ્ધ હોયછે કે, જે, બહિઃસ્થ, પરસ્વાધીન, ચંચલ, અને સ્વતંત્રથી[3] દૂર, એવા પદાર્થો અને સંજોગો ઉપર

---

૧ પ્રસંગનો બોધ કરનારી કથા. ૨ બદલાતા, સુધરતા બગડતા. ૩ પોતાનું ચાલે નહિ એવા.

પોતાના સુખનો આધાર રાખેછે, તે, નિરંતર દુઃખી થાયછે. સુજ્ઞ પુરુષો પોતાના અંતઃકરણને, શુદ્ધ, પરોપકારી, ઉદાર રાખી, અથવા સંક્ષેપમાં સત્કર્મમાં, તથા અચલ આનંદઘન પરમેશ્વરમાં રમમાણ રાખી, તેવા અન્તઃકરણ ઉપર પોતાના સુખનો આધાર રાખેછે. તેવાં સંસ્કારિ[1] અંતઃકરણ, તેના ધારણ કરનારને દુઃખથી રક્ષી અને નિજાનંદમાં મગ્ન કરી, સુખી રાખેછે.

એકચક્રી (ઘંટી) નાં ઉદય અને અસ્ત એ બે પડ છે. અને તેમાં જ્ઞાન એ મધ્યસ્થ ખીલડો છે. એ ચક્રીમાં આ જગત્નાં પ્રાણીમાત્ર દાણાની પેઠે દલાયછે. તેમાં જે પુરુષો સ્વધર્મમાં સ્થિર રહી પેલે જ્ઞાનને ખીલડે સજડ વલગી રહેછે તે જ બચે-છે. ત્યાંથી છૂટા પડેલા સર્વે દલાઇ જાયછે.

માટે જ્ઞાનનો સંગ અવશ્ય રાખવો. તેથી સ્વધર્મ સમજાઈ તેમાં અચલ થવાયછે. જે મહાજનો જ્ઞાન-ધર્મમાં દૃઢ હોયછે, તેમની સુખિતા, શાન્તા સ્થિતિ નિઃસંશય ઈર્ષ્યા કરવા જેવી છે. નાનાપ્ર-કારનાં સુખદુઃખો તેમની આસપાસ પણ બહાર ભમેછે. તે બાહ્ય સુખદુઃખો આખું જગત્ દેખેછે, અને તેથી જગત્ તેમના વિષે અનેક સંકલ્પ વિકલ્પ કરે છે, અને વિવિધપ્રકારના તેના વિષે વિચાર કરે છે. પરંતુ તે સમયે પેલા ધર્મદૃઢ જ્ઞાનીનાં અંતઃકરણ સદ્ગુણની છાયા નીચે પરમાત્મામાં રમી રહેલાં હોયછે. બાહ્ય ઉપાધિ તથા તજ્જન્ય ક્લેશ તેના અંતઃકરણને એક લેશમાત્ર પણ ભેદી ત્યાં સ્થિર રહી શકતા નથી.

આપણા આર્યશાસ્ત્રમાં તો પ્રત્યેક ઉપદેશકો સ્થલે સ્થલે વારંવાર ઉપદેશ કરતા આવ્યાછે કેઃ—

" योन्तः शीतलया बुद्ध्या रागद्वेषविमुक्तया ॥
साक्षिवत्पश्यतीदं हि जीवितं तस्य शोभते ॥ "

'જે, રાગદ્વેષથી રહિત એવી અન્તર્ શીતલ બુદ્ધિ વડે, સા-ક્ષીની પેઠે રહી, આ જગત્ને જુવેછે, તેનું જ જીવતર શોભેછે.'

---

૧ સારાં અસરવાળાં.

'Serene he stands, above
All fears; above the inexorable fate,
And that insatiate gulf that roars below.'

VIRGIL.

'સર્વ ભયના ઉપર, નિષ્ઠુર-નિર્દય દૈવના ઉપર, તથા નીચે ગર્જતા અતૃપ્ત અખાતના ઉપર તે (જ્ઞાની) શાન્ત થઇ ઉભો રહેછે.'

અર્થાત્ આ જગત્માં ભાગ્યદેવી તેનો અસ્ત કરો કે ઉદય કરો, પણ, તે, તેના કોઇ રંગથી બદલાતો નથી. તે સ્વધર્મનું કવચ પહેરી અદૃષ્ટ દેવીના પ્રહારથી અભેદ્ય અને નિશ્ચિંત રહે-છે. જગત્ સમજે છે તે રીતનું બાહ્યનું સુખદુઃખ મનુષ્યને અ-ધીન નથી; પરંતુ તે સમયમાં પોતાના અંતઃકરણમાં શાન્તિ રા-ખવી એ શક્ય છે. અને જે વિરલજનના હાથમાં એ કલા આવીછે તે ખરો સુખી અને ખરો મહાન્ પુરુષ છે એમાં સં-શય નથી.

આ વિચારમાં સર્વ દેશના પંડિતોની સંમતિ મળી આવેછે. એવી મહા દશા કેવી ઉત્તમોત્તમ છે, તેવિષે, તે દશાના અંશ જેનામાં દીઠા એવા એક પુરુષને સુખી ગણી, એક પ્રસંગે ઇંગ્રેજી કવીશ્વર શેકસપીયર કહેછે કે—

For thou hast been
As one, in suffering all, that suffers nothing;
A man that fortune's buffets and rewards
Hath ta'en with equal thanks: and blessed are those
Whose blood and judgment are so well commingled,
That they are not a pipe for Fortune's finger
To sound what stop she pleases.

SHAKSPEARE'S HAMLET.

'(મારા આત્માને તું જ પ્રિય છું કારણ) તું તે પુરુષના જેવો છું, કે જે પુરુષ સર્વ વહન કરતો દેખાતો છતો, કશું સહન ક-રતો નથી; જે પુરુષ, ભાગ્યના ઝપાટા અને ફલ, સમાન રીતે

ઝીલેછે અને લેછે; ધન્ય છે તેને કે જેના વિકાર (સ્થૂલ), અને વિચાર, (શરીરમાંના બંને ભાગ) એવા સારી રીતે મળેલા છે કે, તે ભાગ્યદેવીની આંગળીને (રમવા સારૂ) એક વાંસલી થઈ તેની વૃત્તિ પ્રમાણે વાગે, એવા નથી.'

આપણા મંડલનું કેન્દ્ર સૂર્ય, તેની સ્થિતિ જેવી એવા જનની સ્થિતિ છે. તેનું મર્મ અને તેનું હાર્દ[1] કોઈ વિરલ ભાગ્યશાલી અનુભવિયો જ કળી શકેછે. આ આખું જગત્, સૂર્યનો ઉદય થયો અને સૂર્યનો અસ્ત થયો, એવું સમજેછે, અને બોલે તો છે જ. આ પૃથ્વી ઉપરની સર્વ ભાષાઓમાં સૂર્યનો ઉદય અને સૂર્યનો અસ્ત એ વાચક શબ્દો છે; પરંતુ ખગોલવેત્તા સમજેછે કે વાસ્તવિક[2] સૂર્યનો ઉદય અસ્ત થતો જ નથી. સૂર્યનો ઉદય અસ્ત વાણીમાં કહેવામાત્ર છે. આપણે ઉદય અસ્ત કહિયે છિયે તે જ સમયે પ્રમાણમાં સૂર્ય ધ્રુવની પેઠે અચલ છે. એવી જ મહા પુરુષોની અવસ્થા છે. તેનો ઉદય અને તેનો અસ્ત જગત્‌ને ભાસેછે પરંતુ તેમની બુદ્ધિમાં જ્ઞાનના પ્રકાશનો નિરન્તર સહજ ઉદય હોયછે. તેમણે આ જગત્‌ના અનિવાર્ય નિયમોનું અધ્યયન[3] કરી તેના ભેદ જાણી લીધેલા હોયછે. આ જગત્‌ના અસ્તોદયનું મૂલ્ય તેઓએ યથાર્થ કરેલું હોયછે. તેઓ આ જગત્‌ના સુખદુ:ખને અધિક ન્યૂન આંકતા નથી. સંપત્તિ અથવા વિપત્તિની છાયાનો પ્રવાહ મહાજનોના ઉપર આવતાં જ, તે કેટલો અસ્થિર છે, તે તેઓ સારી પેઠે સમજેછે. તેઓને દૃઢનિશ્ચય હોયછે કે, આ જગત્‌માં સર્વ નાશવન્ત છે. જેને આદિ છે તેને અંત પણ હોય જ અને છે. "નામ તેનો નાશ" એ વાક્યનો યથાર્થ અર્થ તેઓ જાણેછે. મહાજનો આ અસ્થિર અને નાશવત્ જગત્‌ના પદાર્થઉપર પોતાના સુખદુ:ખનો આધાર મૂલથી જ રાખતા નથી. તેઓ અનાદિ અને અનંત પરમાત્માના જ્ઞાનથી ઉપજતા સચ્ચિદાનંદઘનમાં તલ્લીન હોયછે. આ જગત્ સાથે તેમને કેટલો

---

૧ માંહ્યનો ભેદ. ૨ ખરેખરો. ૩ અભ્યાસ, study.

અલ્પ[1] સંબંધ છે તે વેદાન્ત જેવા જ્ઞાને તેમને હસ્તામલક[2] કરાવી દીધું હોયછે. સૂર્ય, આ જગત્‌ના જે ભાગ તેના સન્મુખ હોયછે તેના ઉપર પોતાનો પ્રકાશ નાંખેછે, તેમ મહાપુરુષો પણ આ જગત્‌ના જે ભાગના સંબંધમાં આવેછે તે ભાગનું શક્ત્યનુસાર કલ્યાણ કરેછે. પરંતુ લોકો જેને અસ્ત અને ઉદય કહેછે તે દશા, સૂર્યની તેમ મહાન્ત પુરુષોની, થતી નથી. તેઓ સદા તે વિકારથી રહિત વિરાજેછે. તેવા મહાપુરુષોની દશાવિષે આત્માનુભવથી[3] મહાજ્ઞાની શ્રીમત્‌શંકરભગવાન્ કહેછે કેઃ—

**શ્લોક.**

तमसा ग्रस्तवद्भानात् अग्रस्तोऽपि रविर्जनैः ॥
ग्रस्त इत्युच्यते भ्रांत्या ह्यज्ञात्वा वस्तुलक्षणं ॥

विवेकचूडामणि. ५५०

ભાવાર્થઃ—અંધકાર સૂર્ય પાસે જ જઇ શકતો નથી પણ આપણી અને સૂર્યની વચ્ચે અંધકાર આવ્યાથી, અથવા આપણે સૂર્યથી વિમુખ થયેથી, અંધકારે સૂર્યને ઘેરો જેવું ભાન થાયછે, તેથી સૂર્ય અગ્રસ્ત છતે પણ, ભ્રાન્તિને લીધે વસ્તુનું લક્ષણ ન જાણી, તે સૂર્ય અંધકારથી ગ્રસ્ત છે એમ લોક કહેછે. પરન્તુ મૂલવસ્તુ જે સૂર્ય તેના કિરણને પણ અંધકાર સ્પર્શી શકતો નથી તો સૂર્યને સ્પર્શવા તો સંભવ જ શાનો હોય! એ જ રીતે જ્ઞાનનો સૂર્ય જેની વૃત્તિમાં પ્રકાશો છે એવા સદ્‌ગુણી પુરુષોને અસ્ત કોઈ રીતે બાધ કરી શકતો નથી.

એવા મહાજનોએ પોતાનો અસ્તોદય પરદષ્ટિસમર્પિત[4] કરી દીધેલો છે એમ કહેવાયછે. એવાં મનુષ્યો વિરલ મળવાનાં. શેકસપીયર જેવા તો આતુરતાથી રાજકુમાર હામ્લેટ પાસે મગાવેછે કેઃ—

---

૧ થોડો. ૨ ચોખ્ખું દેખાય એવું. ૩ પોતાના અનુભવથી. ૪ પારકાની નજરે દેખાય પણ પોતામાં કંઇ નહિ. પારકી નજરે આપી દીધેલો.

" Give me that man
That is not passion's slave, and I will wear him
In my heart's core, ay, in my heart of heart."

SHAKSPEARE'S HAMLET.

ભાવાર્થઃ—મને તે મનુષ આપો કે જે મનુષ (આ જગત્‌ના સુખદુઃખના સ્વાધીનમાં આવી તેના) 'વિકારનો દાસ થતો નથી, તેને હું મારા હૃદયના અંતર્ભાગમાં, અરે, મારા હૃદયના પણ હૃદયમાં ધારણ કરી રાખીશ.'

શેક્સપીયરના રાજકુમારને તો મન પ્રકાશિત રાખવા એવો સંપૂર્ણ પુરુષ જડ્યો હશે કે નહિ જડ્યો હોય; પરંતુ આપણને તો સદ્‌ગુણમૂર્તિ શ્રીરામચંદ્રજીઆદિમાં એવા મૂર્તિમન્ત પુરુષ મલેછે; એવું રામચરિત્ર આદિ જાણનાર બોલી ઉઠશે. ઉપરનું વર્ણન પરિપૂર્ણ મહાપુરુષોની દશાનું છે. તે અત્રે મૂકવાનું કારણ એટલુ જ છે કે, ઉત્તમ પ્રતિમાના પૂજક તથા યથાશક્તિ અનુસારી[1] થતાં કંઈક પણ સારાં થવાય. એ ઉત્તમોત્તમ દશાએ પહોચાવું આપણ સર્વને દુર્લભ છે. એ મહાદશાએ પહોચતા પહેલાં આ જગતના કોટ્યવધિ[2] લલચાવનાર પદાર્થોનું અને અન્તર્‌ની અનેક આશાઓનું મૂલ્ય આપવું પડેછે. સંક્ષેપમાં એ સાટું કરનારે સર્વસ્વ પરમેશ્વરને અર્પણ કરવું પડેછે. કેટલીક વાતોવિષે ઉપદેશ કરવો સરલ છે, પરંતુ તેવું બનવું કઠિન છે, તેવી જ આ વાત છે. તોપણ આ વાત અશક્ય નથી.

આ ઉપરથી સાર એવો સમજવાનો છે કેઃ—મહા પુરુષોની વૃત્તિ તથા સ્થિતિ અનુપમ તથા વિલક્ષણ હોયછે. સ્વસંબંધમાં નિર્વિકાર તથા દૃઢ છતાં લોકસંબંધમાં તેમનાં હૃદય કોમલ નવનીત[3] જેવાં હોયછે. તેઓનામાં અનુકંપા અને દયા એટલી બધી હોયછે કે તેઓ પારકા દુઃખને પોતાના દુઃખ કરતાં અધિક ગણેછે, અને તેનું નિવારણ કરવું એમાં પોતાનો ધર્મ માને-

---

૧ દેખિયે કે સાંભળિયે તે પ્રમાણે ચાલવું. ૨ કરોડો. ૩ માખણ.

છે. નીચ અને ઉચ્ચ મનુષ્યમાં અંતર એટલું જ છે કે, નીચ મનુષ્યો પારકાની કશી ચિન્તા રાખતાં નથી અને કેવલ સ્વાર્થે જ તાક્યાં કરેછે; અને ઉચ્ચ મનુષ્યો પોતાની કશી ચિન્તા રાખતાં નથી અને પરોપકારાર્થે સર્વસ્વ અર્પણ કરેછે. નીચ માણસ સ્વાર્થવેલા કોમલ અને પરાર્થવેલા કઠિન થાય છે. ઉચ્ચ મનુષ્ય સ્વાર્થવેલા કઠિન અને પરાર્થવેલા કોમલ હોયછે. એ પ્રકારનાં નીચ ઉચ્ચનાં લક્ષણ છે. માખણમાં પાણી આદિ નીચ પદાર્થ જૂદા ને જૂદા રહેછે તેમ, મહાપુરુષોનાં નવનીત જેવાં કોમલ હૃદય છતાં તેને નીચ ગુણો સ્પર્શ[1] ન કરી શકતાં જૂદા ને જૂદા રહેછે.

ઉચ્ચ પુરુષોમાં રસિક અને શૂરવીર ઉભયના ગુણો આવી મળેછે. મહાત્મા અંતર્માં શાન્ત અને બહિર્ પ્રવૃત્તિવાન્[2] હોયછે. જે પુરુષ સદાચારી થઈ પરોપકારાર્થે પોતાનું જીવતર ગાળવાની ઇચ્છા રાખેછે, અને જેને સદ્ગુણ તથા પરમેશ્વર ઉપર વિશ્વાસ અને શ્રદ્ધા છે, તેનું હૃદય શાન્ત રહેછે. એવા સુખી અને શાન્ત મનના પુરુષો ભારે સાહસિક સુકર્મ કરવા નિરાંતે પ્રયત્ન અને ઉદ્યોગ કરી શકેછે. એવા મહાત્માઓના વૃત્તાન્ત જાણી તેનું અનુકરણ કરતાં અન્તે સર્વભક્ષક કાલના પંઝામાંથી પોતાનું નામ કહાડી, કીર્તિના કોટમાં રહેનારા મહાજનોનાં નામોમાં તેને ઉમેરી શકાયછે. અંતર્ની શાન્તિમાં જેટલી ન્યૂનતા તેટલો ક્લેશ સહેવો પડેછે. એવું સ્વાધીન, ઉદાર, શાન્ત, અને સંક્ષેપમાં ઉત્તમોત્તમ અન્તઃકરણ થવું દુર્લભ છે. એવું અન્તઃકરણ પૂર્ણજ્ઞાન અને અપરોક્ષ[3] અનુભવનું ફલ છે. એવું આનંદદાયક સુખમય ફલ કોઇકના જ પુણ્ય શરીરવૃક્ષમાં પાકેછે; અને તેનો સ્વાદ કોઇ વિરલ દેવાંશીજ ચાખે છે; એ વાત ખરી, પરંતુ એ વાત નિર્મૂલ નથી. પરિપૂર્ણ નહિ તો કેટલીક મર્યાદા સુધી પણ એવી દશા પામેલા મહાત્મા તો આપણા દેશમાં અનેક

૧ અડકવું. ૨ ચાલાક, અતિસે કામ કરનાર ઉદ્યોગી. ૩ પોતાની મેળેજ કરેલા, સાક્ષાત.

થયાછે. શ્રીરામચંદ્રજી એવા મહાત્મા પુરુષોમાં શિરોમણિ[૧] ગણાયછે. રામચંદ્રજી એવી મહાદશા પરિપૂર્ણ પામ્યા હતા એવું તેમનાં સચ્ચરિત વાંચતાં જણાયછે, એટલું જ નહિ પણ એ વાત વસિષ્ઠમુનિની સાક્ષીથી સિદ્ધ થાયછે, તે નીચેની પવિત્ર વાર્ત્તા ઉપરથી જણાશે.—

'आहूतस्याभिषेकाय प्रस्थितस्य वनाय च ॥
न मया लक्षितस्तस्य स्वल्पोप्याकारविभ्रमः[२]' ॥ १ ॥

શ્રીરામાયણમાં પ્રસિદ્ધ દશરથરાજાના કુલના ગુરૂ સત્યવાદી વસિષ્ઠ મુનિએ વદેલો એ શ્લોક છે. તેનો સંબંધ આવો છે: પ્રથમ દિવસે એવો નિશ્ચય થયો કે રામચંદ્રજીને રાજ્યાભિષેક કરવો. એ શુભ સમાચારથી આખા નગરમાં મહા ઉત્સવ થઇ રહ્યા. અદૃષ્ટ દેવીએ પોતાની ઉદયની આંખથી જ આખા નગર ઉપર પૂર્ણ પ્રેમે નિહાળવા માંડ્યું. અને સર્વ સ્થલે હર્ષ વ્યાપી રહ્યોછે, તે અવસરે મહાજનોને સંગાતે લઇને વસિષ્ઠ મુનિ રામચંદ્રજીને મંદિર ગયા અને કહ્યું કે,–'કાલ તમારાઉપર યુવરાજ્યાભિષેક કરવાનો નિશ્ચય થયોછે,' એ સમયે, અને બીજે જ દિવસે, અદૃષ્ટદેવીએ અયોધ્યાનગરીઉપર ઉદયની આંખ મીંચી અસ્તની આંખ ઉઘાડી, અને જેવો હર્ષ વ્યાપ્યો હતો તેવો જ અને તેથી પણ વિશેષ શોક વ્યાપી રહ્યો, તે કાળે, પાછું રામચંદ્રજીને કહેવામાં આવ્યું કે,–'અરે સુકુમાર! કુટુંબ અને રાજ્ય સર્વનો ત્યાગ કરી તમારે વનમાં જવું એવો નિશ્ચય થયોછે.' તે સમયે, અર્થાત્ અતિહર્ષ અને અતિશોકના એ ઉભય સમયે, "અભિષેકસારૂ

૧ સર્વથી મ્હોટા. ૨ એ પ્રસંગના એજ અર્થના વિચાર સર્વ કવીશ્વરોના લેખમાં આવેછે. તુલસીકૃત રામાયણમાં અયોધ્યાકાંડને આરંભે મંગલાચરણમાં તુલસીદાસ લખેછે કે:–

प्रसन्नताम् यो न गतोभिषेकतस्तथा न मम्लौ वनवासदुःखतः ।
मुखाम्बुजं श्रीरघुनन्दनस्य मे सदास्तु तन्मञ्जुलमङ्गलप्रदम् ॥ २ ॥

"બોલાવાયલા અને વનમાં જવા પ્રસ્થિત થયેલા રામચંદ્રજીના "આકારમાં એક સ્વલ્પમાત્ર પણ વિભ્રમ (ફેરફાર) મેં દીઠો નથી."

ઉદય અસ્તના સમસ્ત વિષયનું તાત્પર્ય[૧] આટલામાં છે. આ વસિષ્ઠ મુનિનાં અમૂલ્ય પ્રામાણિક[૨] વાક્યની આપણા સ્મરણ-સ્થાનમાં પ્રતિષ્ઠા કરી તેનું નિરંતર આરાધન કરવું યોગ્ય છે. એ વાક્યનું સત્વ, હાર્દ અને ફલિત મહા સુખદાયક છે. એ વાક્યોઉપર જેમ જેમ અધિક અધિક વિચાર કરિયે તેમ તેમ અધિક અધિક દઢતા અને જ્ઞાન આવી સુખ થાય એવું છે. એના સુખ આગળ બીજાં ઉપદેશવાક્ય પ્રસ્તુત પ્રસંગમાં નિ-ર્જીવ જેવાં છે; માટે આ વિષયની અત્રે જ સમાપ્તિ થાયછે.

દુહો.

ભરતખંડ ફરી કરી ઉદિત, રાખ્ સદા મધ્યાહ્ન;
મળી સર્વ એ માગિયે, વિશ્વપતે! વરદાન.



૧ સાર, મતલબ. ૨ સાચાં, વિશ્વાસ રાખવાયોગ્ય.

# नलोपाख्यान

अथवा

# नलदमयंतीनी कथा.

"When truth in closest words shall fail,
"Then truth embodied in a tale
"Will enter in at lowly doors,"

જ્યારે સત્ય, સમીપ પર્યાય શબ્દોથી (બોધ કરવા) નિષ્ફલ થશે, ત્યારે તે સત્ય એક વાર્તારૂપી શરીરમાં આણાઈ અનુચ્ચ-દ્વારથી પ્રવેશ કરશે.

# નલદમયન્તી.



## પ્રસ્તાવના.

અસ્ત અને ઉદય તથા તેના પરિણામ દુઃખ અને સુખ જેનામાં, જાણે મૂર્તિમાન્ થયાં ન હોય!, એવાં નલદમયંતીનું રસિક બોધક આખ્યાન મહાભારતમાં પૂજ્ય વ્યાસે યોગ્ય પ્રસંગે વર્ણવ્યુંછે. તે એવું તો સરલતા અને અનુપમ સ્વભાવોક્તિથી ભરચું છે કે, તેની તુલના પાછળથી એજ વિષયઉપર લખનારા ઘણામાંથી કોઇકજ કરી શક્યા હશે. એ સુંદર ઉપાખ્યાનનો સંક્ષેપ અત્રે આપ્યોછે. તેમાં જે ભાગ લઈ લખ્યોછે તે બહુ કરી શબ્દશઃ છે. એ સદ્ગુણી અને ઉદાત્ત નાયકનાયિકાની સ્વભાવોક્તિ અને રસથી ભરેલી પાવની વાર્તા એવીતો સહજ, સરલ, સરસ, સુલભ અને ઉત્તમ છે કે સીમા. એમાંના સ્વાભાવિક પ્રસંગ વા સંધિયો એવી તો મનહર અને હૃદયંગમ છે કે તે દેશી પરદેશી સર્વને આનંદ આપેછે. તેનાં અનેક ભાષામાં ભાષાન્તર* થયાંછે અને મહાન્ત પંડિતો તેને અપ્રતિમ ગણી તેની વારંવાર પ્રશંસા કરતા આવ્યાછે.

---

* એ નલોપાખ્યાનનું ભાષાન્તર પ્રખ્યાત બાપે (Bopp) લાટીન ભાષામાં કરચુંછે. જર્મન ભાષામાં તેનાં ત્રણ ભાષાન્તર Kosegarten, Ruckert, Bopp, એ ત્રણ જણે કરાંછે. એજ વિષયના નલોદયનું ભાષાન્તર અબુલ ફજલના ભાઇ ફૈઝીએ ફારશી ભાષામાં કરચુંછે. અને (W. Yates) એટ્સે ઇંગ્રેજી ભાષામાં કરચુંછે.

નલોપાખ્યાનનાં ઇંગ્રેજીમાં બે ભાષાન્તર થયાંછે, એક ભાષાન્તર મિ. ચાર્લ્સ બ્રુસે કરેલું સન ૧૮૬૩ ના ડીસેમ્બર અને સન ૧૮૬૪ ના જાન્યુઆરી માસના Fraser's Magazine નામના માસિકગ્રંથમાં પ્રકટ થયું છે. બીજું ભાષાન્તર પૂર્વે પ્રખ્યાત ડાકટર. મિલ્માને (Dr. Milman) કરચું છે. તે સન ૧૮૩૫ માં પ્રકટ થયું છે.

કવિતા અને સવિતા (સૂર્ય) નો પ્રકાશ જોવા અન્યની અપેક્ષા કવચિત્‌જ રહેછે, એ ખરૂં. તથાપિ તેમાં રહેલા અનેક શુભ ગુણોને યથાર્થ સમજી તેથી ઉત્પન્ન થતા આનંદ ભોગવ-

---

Quarterly Review નામના પ્રખ્યાત ત્રૈમાસિકપત્રના ૪૫ મા ભાગમાં સન ૧૮૩૧ માં લખેછે કે,—

'Nala Damayanti is a poem full of the most pathetic interest; * * * it is this beautiful tale, which wants only a poet's hand to transplant it in its living freshness to our foreign climate * *

'To a certain degree, then, Indian poetry must be to us learned or foreign—Yet there are universal feelings, which lie in the very depth of our common nature,—affections and passions, of which the Language is as universal as the shape and the lineaments of man; and when poetry, in however remote a region, speaks this general dialect of the heart, it will command attention and excite a pleasing or a thrilling interest. Such appears to us to be the case with the Episode of Nala. * * *

'This poem likewise gives a very favourable view of the virtues of the Indian character. A nation, to whom the devoted conjugal fidelity of the wife of Nala is the ideal of female excellence, must have reached a high rank in moral culture; and the whole poem breathes that gentle, and humane, and pacific tone, which is so strikingly distinctive in all the earlier representations of Indian native races.

'Thus closes a piece, which, for interest of story, characteristic variety of incident, purity of moral tone, delicacy of sentiment, and richness of imagery, inspires a very high idea of Indian imagination and feeling.

"The heroic truth and devotedness of Damayanti," observes A. Schlegel, at the close of a glowing passage on the general merit of this poem, "are as celebrated as those of Penelope in the West, and deserve to be as well known in Europe."

વાસારૂ તેવા ગુણોનું ભાન કરાવવા પંડિતજનોની અપેક્ષા છે. વિદ્વાન્ તથા મર્મજ્ઞ વાર્તિકકારો કવિતાના ગુપ્તગુણ અને રહસ્ય રસ પ્રકટ કરેછે. નલદમયંતીની વાર્તામાં ઉત્તમ ગુણો સ્થલે સ્થલેછે. તેનું સર્વ વાચનારને ભાન કરાવી તેનો સાર ચખાડી બોધ આપવાનું કામ કોઈ શક્તિમાન્ વિવરણકાર ઉઠાવી લેશે એવી આશાથી અત્રે તે ઉપાખ્યાનનો સંક્ષેપ માત્ર લખ્યોછે.

એ મનોરમ આખ્યાન ઉપર મહા કવિ કાલિદાસે 'નલોદય,'* અને શ્રીહર્ષકવિએ 'નૈષધકાવ્ય' રચ્યુંછે તે પ્રસિદ્ધ છે. ત્રિવિક્રમનું નલચંપુ આદિ બીજા ઘણા શ્રવ્ય કાવ્યના ગ્રંથ એ આખ્યાન ઉપર રચાયલાછે; તથાપિ દૃશ્ય અને શ્રવ્ય ઉભય ગુણથી અધિક ચિત્તાકર્ષક નાટક એ વસ્તુ ઉપરથી કોઇએ રચ્યું છે એવું જાણ્યામાં નથી. પરંતુ જણાવવાને આનંદ થાયછે કે આપણા પ્રખ્યાત ગ્રંથકર્તા, મારા પરમ મિત્ર, રણછોડભાઈ તે લાભ થોડા સમયમાં આપણને આપનારછે.†

* હાલમાં એમ જણાય છે કે એ કાવ્ય કોઇ રવિ દેવે રચ્યું છે.

† રા. રા. રણછોડભાઇનું "નલદમયન્તી" નામે નાટક પ્રસિદ્ધ થઇ તેના અનેક પ્રયોગો થઇ પ્રખ્યાતિ પણ પામું છે.





# નલદમયંતી.

## ઉપોદ્ઘાત.

મહાભારતના વનપર્વ અથવા આરણ્યક પર્વમાં, પર. મા અધ્યાયથી **નલોપાખ્યાનનો** આરંભ થાયછે. ત્યાં વૈશંપાયનને જનમેજય પૂછે છે કે:—'જ્યારે રાજ્યાદિક હારીને વનવાસમાં રહેલા પાંડવોમાંથી અર્જુન અસ્ત્ર લેવા ઇંદ્રલોકમાં ગયા, ત્યારે યુધિષ્ઠિર આદિ શું કરતા હતા?'

વૈશંપાયન કહેછે કે:—'તેઓ કામ્યકવનમાં દ્રૌપદી સાથે વસતા હતા ત્યાં અર્જુનના વિયોગથી તેઓ ગતસત્વ[1] થઇ જઈ ભારે શોક દુઃખમાં પડ્યા. એવામાં બૃહદશ્વનામે મહાનૃષિ ત્યાં પધાર્યા. તેને પશ્ચાત્તાપમાં પડેલા યુધિષ્ઠિર પૂછેછે કે:—હે ભગવન્! મારાથી અલ્પભાગી આપે કોઈ પૂર્વે દીઠો કે સાંભળ્યો છે? હું તો એમ માનુંછું કે મારાથી દુઃખિતતર[2] પુરુષ કોઈ નથી. બૃહદશ્વ ઉત્તર આપેછે કે:—તમારાથી પણ દુઃખિતતર રાજા થઇ ગયાછે. એમ કહી નિષધદેશના મહીપાલ નલરાજાનું નામ દીધું. અને તેનો ઇતિહાસ કહી અન્તે કહ્યું છે કે:—

**श्रुत्वेतिहासं नृपते समाश्वसिहि माशुचः**

**व्यसने त्वं महाराज न विषीदितुमर्हसि.** ७९—१३.

'હે નૃપતે, ઇતિહાસ સાંભલીને (તમારા મનનું તમે) સમા-
'ધાન કરો, શોચો મા. હે મહારાજ, વ્યસનમાં વિષાદ કરવા
'યોગ્ય તમે નથી.'

---

૧ ઓશ ઊડી ગયેલા, જીવ વગરના. ૨ વધારે દુઃખી કરાયલો.

# નલોપાખ્યાનમ્.[1]

(નલ દમયન્તીનો સંબંધ)

નલ નામે રાજા વીરસેનનો સુત, બહુ ગુણવાન્, બલવાન્, અને રૂપવાન્, નિષધદેશમાં મહીપતિ હતો. સત્યવાદી, ઉદાર, સંયતેન્દ્રિય, ધન્વિઓમાં શ્રેષ્ઠ, રક્ષિતાદિ ગુણથી સાક્ષાત્ તે પોતે મનુ જેવો હતો.

તેવીજ રીતે વિદર્ભદેશમાં ભીમ નામે સર્વ ગુણયુક્ત પરાક્રમી રાજા હતો. તેને પ્રજા ન હોવાથી તેસારૂ બહુ યત્ન કરતો હતો. ત્યાં દમન નામે મહર્ષિ તે ભીમરાજાપ્રતિ આવ્યા. તેને તેણે સન્તોષ્યા. તેથી પ્રસન્ન થયેલા દમને તે રાજાને વરદાન આપ્યું. તે પછી દમયન્તી નામે કન્યારત્ન; તથા દમ, દાન્ત અને દમન નામે ગુણવન્ત ત્રણ કુમાર તે ભીમરાજાને પ્રાપ્ત થયાં. તેમાં દમયન્તી તો રૂપે, તેજે, યશે, શ્રીએ, અને સૌભાગ્યે, લોકોમાં યશ પામી. તેના જેવી રૂપવતી તો દેવમાં, યક્ષમાં, અને માનુષમાં પણ, પૂર્વે ક્વચિતજ દીઠી કે સુણી હશે.

કન્દર્પ જ મૂર્તિમાન્ થયો હોય એવો નલ પણ લોકમાં અપ્રતિમ હતો. પરસ્પરના ગુણોની પ્રશંસા સાંભળતાં નલમાં અને દમયન્તીમાં અન્યોન્યપ્રતિ હૃચ્છય[2] વધ્યો. પછી નલ તે કામને[3] હૃદયમાં ધારવા અશક્ત થયો. તેના અન્તઃપુરની સમીપમાં

---

૧ પૂર્વાવૃત્તિમાં સંસ્કૃતમાંથી લીધેલા સંક્ષેપ સાથે પ્રેમાનન્દકૃત ગુજરાતી નળાખ્યાનમાંથી પણ કેટલોક ભાગ મિશ્ર કર્યો હતો. પણ હવે પ્રેમાનન્દકૃત નળાખ્યાન બહુ પુસ્તકોમાં પ્રસિદ્ધ થયું છે, તેથી તે ભાગ અત્રથી ગાળી દઈ, પૂર્વે સૂચવ્યા પ્રમાણે, વ્યાસકૃત મહાભારતાંતર્ગત વનપર્વના ૫૨ થી ૭૯ અધ્યાય સુધીના મૂલ નલોપાખ્યાનમાંથીજ સર્વ ભાગનો સંક્ષેપ અત્ર લીધોછે. અને લીધેલા ભાગ બહુ કરી શબ્દેશબ્દ છે. પ્રેમાનન્દાદિની કૃતિમાં ન્યૂનાધિક શું છે તે જાણવું પણ સુગમ થશે. ૨ પ્રીતિ, હૃદયમાં રહેનાર. ૩ ઇચ્છા.

એક વન હતું, ત્યાં એકાન્તમાં નલે રહેવા માંડ્યું. ત્યાં વિચરતા હંસોમાંથી એકને નલે પકડ્યો. તે હંસે કહ્યું કેઃ—'હે રાજન્! હું તારૂં પ્રિય કરીશ માટે હું હણાવા યોગ્ય નથી. દમયન્તી પાસે જઇ એવું કહીશ કે, તારાથી અન્ય પુરુષને તે કદાપિ માનશેજ નહિ. નલે તે હંસને છોડી દીધો. પછી તે હંસો વિદર્ભ નગરી પ્રતિ ગયા. ત્યાં જઈ સખીગણથી વિંટાયલી દમયન્તી હતી તે પાસે ઉતરી પડ્યા. અદ્ભુત રૂપવન્ત હંસોને દેખી તે રાજી થઇ, અને તેને પકડવા દોડી. હંસો પ્રમદાના વનમાં[1] પ્રસરી ગયા. એકૈક પાછળ એકૈક કન્યા દોડી. જે હંસ પાછળ દમયન્તી દોડી હતી તે હંસ માનુષીવાણી કરી બોલ્યો કેઃ—'હે દમયન્તિ! નિષધ દેશમાં નલનામે મહીપતિ છે. રૂપમાં તેનાજેવા કોઈ માનુષ નથી. હે વરવર્ણિનિ! તેની જો તું ભાર્યા થાય તો તારો જન્મ સફલ થશે. અમે દેવગંધર્વાદિ બહુ દીઠા છે. પણ તેના જેવો કોઈ દીઠો નથી. નારીમાં તું રત્ન છું. અને નરમાં નલ શ્રેષ્ઠ છે.

**विशिष्टाया विशिष्टेन संगमो गुणवान्भवेत्.**

યુક્તાનો યુક્ત સાથે.—(ઉત્તમાનો ઉત્તમ સાથે) સંગમ તે ગુણવાળો થાયછે. એમ કહેતાં દમયન્તી હંસપ્રતિ બોલી કેઃ—'નલને પણ તું એ રીતે કહેજે.' હંસે તેજ રીતે નલને સર્વ નિવેદન કર્યું. (૫૩)

હંસનું વચન સાંભળ્યું ત્યાંથી દમયન્તી અસ્વસ્થા, ચિન્તાપરા, વિવર્ણવદના,[2] દીના,[3] કૃશા,[4] થઈ અને બહુ નિઃશ્વાસ નાંખવા લાગી. રાત્રિદિવસ, શય્યા, આસન, કે ભોગમાં જેને રતિ નહિ એવી, ઉર્ધ્વ દૃષ્ટિવાળી, ધ્યાનપરા અને ઉન્મત્તદર્શના થઇને તે 'હાહા' કહી વારંવાર રોવા લાગી. દમયન્તીનાં સખીજનોએ એની તે અવસ્થા વિદર્ભપતિને જણવી.

(દમયન્તીનો સ્વયંવર)

ભીમે જોયું કે, સુતા[5] પ્રાપ્તયૌવના[6] થઈ છે. તેથી તેનો

---

૧ સમુદાય, નિવાસ. ૨ જેના મુખનો રંગ ફીક્કો થયેલો એવી. ૩ દુઃખિતા. ૪ પાતલી. ૫ પુત્રી. ૬ જેને જુવાની પ્રાપ્ત થઈ છે એવી.

સ્વયંવર કરવા ધાર્યું; અને મહીપાલોને નિમંત્રણ મોકલ્યાં. દમયન્તીનો સ્વયંવર સાંભલી સર્વે પાર્થિવો[1] ત્યાં જતા હવા. હસ્તિના, અશ્વના, અને રથના ઘોષથી વસુંધરા ગર્જી રહી. મહાત્મા પાર્થિવોની યથાર્થ પૂજા **ભીમરાજાએ** કરી.

એજ સમયે **નારદ** અને **પર્વત** દેશાટન કરતા કરતા ઇંદ્રલોકમાં ગયા. તેમને પૂજીને ઇન્દ્રે કુશલ પૂછ્યું. **નારદે** ઉત્તર આપ્યું કે:–'ઇશ્વર! અમે કુશલ છિયે અને સર્વલોકમાં નૃપો પણ કુશલ છે.'

ઇન્દ્રે પૂછ્યું કે:–'ધર્મજ્ઞ પૃથિવિપાલો, જેણે જીવિતને ત્યક્ત 'કરેલુ એવા યોધી,[2] જે અપરાંગમુખ[3] અને જેઓ શસ્ત્રના સા-'ધનથી કાલ પ્રાપ્ત થયે નિધન[4] પ્રતિ જાયછે, અને આ કામ-'ધુક્[5] અક્ષય લોક (સ્વર્ગ) જેવો મારો છે તેવોજ જેમનો છે 'એવા તે શૂર ક્ષત્રિયો ક્યાં છે? તેવા મારા અતિથી મહીપાલોને 'અત્રે આવતા હું નથી જોતો.'

**નારદ** પ્રત્યુત્તર દેછે કે:–'હે મઘવન્[6]! શૃણો: ઉત્તમરૂપા વિ-'શ્રુતા[7] દમયન્તીનો સ્વયંવર થવાનો છે. ત્યાં તે રત્નને પ્રાર્થતા 'રાજા અને રાજપુત્રો સર્વસ્થલેથી જાયછે.' એમ કહેતા હતા તેવામાં અગ્નિસહિત લોકપાલ ત્યાં આવ્યા. **નારદનું** મહત્ વચન સાંભલી હૃષ્ટ તેઓ બોલ્યા કે:–'આપણે પણ જઇએ.' વાહન અને ગણો સહિત તેઓ વિદર્ભપ્રતિ ગયા. દમયન્તીને અનુવ્રત[8] એવો નલરાજા પણ ત્યાં જતો હતો. મૂર્તિવડે સાક્ષાત્ મન્મથ[9]જ ન હોય એવા નલને દેવોએ માર્ગમાં દીઠો. તે રવિજેવા પ્રકાશિત નલને જોઈ વિસ્મિત લોકપાલ તો સંકલ્પ છોડી ચાલતા થયા. અને દેવો વિમાનોને અન્તરિક્ષમાં અટકાવી પછી નીચે ઉતરીને નલરાજા પ્રતિ બોલ્યા કે:–'હે નૈષધ રાજેન્દ્ર નલ! આપ સત્યવ્રત છો. અમને સાહાય્ય કરો અને દૂત થાઓ.' (૫૪)

તેમને નલે કહ્યું કે:–'કરીશ.' પછી અંજલિ કરી પાસે જઇ

---

૧ રાજા. ૨ લડનારા. ૩ યુદ્ધમાં પાછલ મુખ ન કરનાર. ૪ મરણ. ૫ જ્યાં ઇચ્છા પ્રમાણે દોહોવાયછે, મલેછે. ૬ ઇન્દ્ર. ૭ વિખ્યાત. ૮ અનુકૂલ કર્મયુક્ત. ૯ મનને મથનાર, કામદેવ.

પૂછ્યું કે:-'આપ કોણ છો. મને દૂત કરવા ઇચ્છેછે તે કોણ, અને મારે શું કાર્ય કરવાનું છે તે કહો.'

ઇન્દ્ર કહેછે કે:-'અમે અમર[1] છિયે. દમયન્તી અર્થે આવ્યા 'છિયે. હું ઈન્દ્ર છું, આ અગ્નિ છે, તેમજ આ જલપતિ છે, 'અને આ શરીરાન્તકર[2] યમ છે. અમારીપાસથી જઇને તું દ- 'મયન્તીને નિવેદન કર કે:-'ઇન્દ્રાદિ દેવો તને પ્રાપ્ત કરવા ઇ- 'ચ્છેછે. તેમાંથી એક દેવને તું વર.' એમ કહેતાં નલ બોલ્યો કે:-'એકજ અર્થે આવેલાને મને મોકલવા આપ યોગ્ય નથી. પરને 'અર્થે એવી રીતે સ્ત્રીને કહેવા, પોતેજ સંકલ્પ કરેલો પુરુષ કેમ 'કરી શક્તિમાન્ થાય! માટે હે મહેશ્વરો! ક્ષમા કરો.' દેવો કહે કે:-'કરીશ' એમ પૂર્વે કહી, હવે 'તું નહિ કરીશ, એ કેમ 'થશે.' એમ કહેલો નલ બોલ્યો કે:-'દમયન્તીના સુરક્ષિત મં- 'દિરમાં હું કેમ પ્રવેશી શકું.' ઇન્દ્ર કહે કે:-'તું પ્રવેશી શકીશ.' તે નલ ત્યાંથી દમયન્તીના નિવેશ[3]માં ગયો. અને ત્યાં સખી- ગણથી વિંટાયલી, અતીવ સુકુમારાંગી, પોતાના તેજથી શશી[4]ની પ્રભાને પણ નિરોધતી હોય નહિ એવી, દેદીપ્યમાના અને સુ- લોચના[5] વૈદર્ભીને નલે દીઠી, તે ચારુહાસિની[6]ને દેખતાંજ નલને કામ વધ્યો પણ.

सत्यं चिकीर्षमाणस्तु धारयामास हृच्छयम्. १४ ॥

(સત્ય કરવાને ઈચ્છતા નલે કામને ધરી રાખ્યો.)

ત્યાંની તે પરમાંગનાઓ નલને દેખી આસન ઉપરથી ઉભી થઈ, અને વિસ્મયાન્વિતા તથા સુપ્રીતા થઇ નલને પ્રશંસવા લાગી. નલપ્રતિ કંઈ બોલ્યાવિના મનથીજ તેને પૂજવા લાગી. તે મહાત્માનાં રૂપ, કાન્તિ તથા ધૈર્યથી આશ્ચર્ય પામી, તે દેવ, યક્ષ કે ગન્ધર્વ હશે, એમ ધારવા લાગી, પણ કંઇ બોલી શકિયો નહિ.

---

૧ મરે નહિ તે, દેવ. ૨ શરીરનો અન્ત કરનાર, દેહનો છેડો આણનાર. ૩ ઘર, મંદિર. ૪ ચંદ્રમા. ૫ સારી આંખો છે જેની એવી. ૬ મનોહર હાસવાલી.

સ્મિત[1]પૂર્વાભિભાષિણી વિસ્મિતા દમયન્તી નલવીર પ્રતિ વદી કેઃ—'હે વીર! મારા હૃદયને વધારનાર અમરવત્ પ્રાપ્ત 'થયેલા આપ કોણ છો? હે અનઘ[2]! તે જાણવા ઇચ્છુંછું. કેમ 'આપનું આવવું થયું છે'?

નલે ઉત્તર આપ્યું કેઃ—'હે કલ્યાણિ[3]! હું નલ છું. દેવનો 'દૂત થઇ અહિં આવ્યોછું. શક્ર, અગ્નિ, વરુણ, અને યમ, એ દેવો 'તમને પ્રાપ્ત કરવા ઇચ્છેછે. માટે હે શોભને! તેમાંથી એક 'દેવને વરો. એ અર્થે મને દેવોએ પ્રેર્યો છે માટે એ સાંભલીને 'જેમ ઇચ્છો તેવી બુદ્ધિ કરો.' (૫૫)

દમયન્તી દેવને યથા શ્રદ્ધાથી નમસ્કાર કરી પછી હસીને નલપ્રતિ બોલી કેઃ—'હે રાજન્! મને આપ પરણો. આપને 'સારૂ હું શું કરૂં. નિશ્ચય હું અને મારી જે અન્ય કંઈ વસ્તુ છે 'તે સર્વ આપનાં છે. હે ઇશ્વર! વિશ્વાસથી પ્રણય[4] કરો.'

'अहं चैव हि यच्चान्यन्ममास्ति वस्तु किंचन ।

'तत्सर्वं तव विश्रब्धं कुरु प्रणयमीश्वर.' ૯૬+૨.

'હંસનાં વચન જે છે તે મને દહેછે. હે માનદ! ભજનારી 'મને જો આપ અંગીકાર નહિ કરો તો, વિષ, અગ્નિ, જલ, 'કે રજ્જુની આસ્થા[5] મારે કરવી પડશે.'

નલ ઉત્તર દેછે કેઃ—'દેવ છતે માનુષને શું કરવા ઇચ્છે છે. 'તે મહાત્માઓના પાદની રજ તુલ્ય પણ હું નથી. માટે દેવના 'વિષે મન કર્ અને વર્.' એમ કહી ચારે દેવની શક્તિનું વર્ણન કરી તેમને વરવાની સૂચના કરી,—'એ મારૂં સુહૃદનું વાક્ય 'સાંભલ્' એમ નલે કહ્યું. શોકજ જલથી બુડેલાં નેત્રવડે દમયન્તી બોલી કેઃ—'દેવોને હું નમસ્કાર કરૂંછું. પણ તમ ભર્તાનેજ 'વરીશ. એ આપને સત્ય કહુંછું.' નલ ઉત્તર દેછે કેઃ—'હે 'કલ્યાણિ! દૂતતા કરવા આવેલો હું તે અહિં સ્વાર્થે કેમ સાધી 'શકું.' તોપણ,—

---

૧ મંદ હસી પછી બોલનારી. ૨ દોષરહિત. ૩ મંગલયુક્ત, શુભયુક્ત ૪ પરિણય, વિવાહ, પ્રીતિ. ૫ આલંબન.

'एष धर्मो यदि स्वार्थो ममापि भविता ततः।
'एवं स्वार्थं करिष्यामि तथा भद्रे विधीयताम्.५६+१७

'જો એ મારો સ્વાર્થ પણ ધર્મ હશે તો તે સ્વાર્થ હું કરીશ. 'અને હે ભદ્રે! તારાથી પણ તેમ થાઓ.' બાષ્પાકુલા દમયન્તી 'બોલી કેઃ–આ નિરપાય[1] ઉપાય મને દેખાયછે. જેથી કંઇ પણ દોષ 'નહિ થશે. જ્યાં મારો સ્વયંવર છે, ત્યાં, હે નરશ્રેષ્ઠ! આપ 'પણ સર્વે દેવો સાથે આવજો; અને તેમની સંનિધિમાં હું આ-'પને વરીશ. તેમાં એવો કોઈ દોષ નહિ આવે.' એમ કહેલો નલરાજા જ્યાં દેવ હતા ત્યાં પાછો આવ્યો. દેવોએ તેમને વૃત્તાન્ત પૂછતાં નલ બોલ્યો કેઃ–'આપની આજ્ઞા પ્રમાણે દમયન્તીના નિવે-'શનમાં ગયો ત્યાં આપના તેજથી દમયન્તી અને તેની સખી-'ઓવિના મને કોઇએ દીઠો નહિ. ત્યાં મેં આપનું વર્ણન કરતાં 'તે રુચિરાનના[2] અને ગતસંકલ્પા[3] દમયન્તી એ મનેજ વરવાનું 'કહ્યું.' અને પછી તે બાલાનાં વચન દેવો પ્રતિ તે નલે કહી દેખાડ્યાં. (૫૬)

શુભકાલ પ્રાપ્ત થતાં સ્વયંવરમાં સર્વ પૃથિવીપાલ આવ્યા. પછી શુભાનના દમયન્તી પણ રંગ (મંડપ)માં પ્રવેશી, અને પોતાની પ્રભાવડે રાજાઓનાં ચક્ષુ અને મન ચોરી લીધાં. દમય-ન્તીના જે જે ગાત્ર ઉપર તે રાજાઓની દૃષ્ટિ પડી તે ત્યાં ત્યાંજ આસક્ત થઈ ગઇ, અને પછી ત્યાંથી ચલીજ નહિ. પછી રા-જાઓનાં નામોનું સંકીર્તન[4] થવા માંડયું. ત્યાં દમયન્તીએ તુલ્ય આકૃતિના પાંચ પુરુષ દીઠા, એટલે સન્દેહથી વૈદર્ભી નલનૃપને જાણી શકી નહિ.

તે પાંચમાંના જે જે સામું જુવે તેતે નલનૃપ જેવા લાગે. બુદ્ધિવડે ચિન્તન કરી તર્ક કરવા લાગી. કેઃ—કેમ કરીને દેવોને અને નલને જાણું. દેવનાં ચિહ્ન સ્થવિરથી[5] સાંભલ્યાં હતાં તે-

---

૧ અવિનાશી, અબાધ. ૨ સુન્દર મધુરછે મુખ જેનું એવી. ૩ જેનો સંકલ્પ (મારાવિષે) ગયોછે એવી. ૪ નામ ગુણનું ઉચ્ચારણ. ૫ વૃદ્ધ.

માંનું એકે આમનામાં લેખાતું નથી. એમ બહુધા પુનઃ પુનઃ વિચારી દમયન્તીએ નિશ્ચય કર્યો કેઃ—દેવોનું શરણ[1] લેવાનોજ આ પ્રાપ્ત કાલ છે. પછી મનથી અને વાચાથી નમસ્કાર કરી, અંજલિ સહિત કંપતી દમયન્તી દેવપ્રતિ બોલી કેઃ—

'હંસોનાં વચન શૃણીને જેમ મેં પતિત્વમાં નૈષધને વર્યા[2] છે. 'તે સત્યવડે તે નલને દેવો મને દેખાડો. વાણીથી અને મનથી 'જે પ્રમાણે હું ચલી નથી તે સત્યવડે તે નલને દેવો મને 'દેખાડો. નિષધાધિપને મારા ભર્તા, દેવોએજ જેમ, વિહિત કર્યા 'છે, તે સત્યવડે તેને દેવો મને દેખાડો.'

'નલના આરાધન સારૂ જ જેમ આ વ્રતનો આરંભ મેં કર્યો 'છે, તે સત્યવડે દેવો મને તે દેખાડો. લોકપાલ દેવો પોતાનું જ 'રૂપ ધારણ કરો કે જેથી હું પુણ્યશ્લોક નરાધિપ નલને જાણું.'

(સત્ય ઉપર પૂર્ણ વિશ્વાસવાલી) દમયન્તીનાં આવાં કરુણ વચન સાંભલીને દેવોએ કહ્યા પ્રમાણે કરચું. દેવોએ સ્વલિંગ ધારણ કર્યાં. એટલે અસ્વેદ[3], સ્તબ્ધલોચન[4], હૃષિતસ્રક્[5], રજોહીન[6], અને પૃથિવીને સ્પર્શ[7] કર્યાવિના રહેલા, એવા દેવોને દમયન્તીએ દીઠા. તે ઉપરથી છાયાવાન્, નિમેષવાન્ અને ભૂમિપર ઉભેલા નલ વર્તાયા, એટલે તે ભૈમી દમયન્તી ધર્મવડે પુણ્યશ્લોક નલને વરતી હવી. અને લજ્જમાના દમયન્તી વસ્ત્રાન્તને[8] ઝાલીને પરમશોભના વરમાલા નૈષધના કંઠમાં આરોપતી હવી. ત્યાં સહસા, 'હાહા, તથા સાધુ સાધુ' એવા શબ્દો, દેવોએ, મહર્ષિએ, અને નરાધિપોએ કહ્યા. અને નલની પ્રશંસા કરી. પ્રહૃષ્ટ અન્તરાત્માવડે નલ પણ દમયન્તીને આશ્વાસતા હવાઃ—

यत्त्वं भजसि कल्याणि पुमांसं देवसंनिधौ ।
तस्मान्मां विद्धि भर्तारमेवं ते वचने रतम् ॥

---

૧ આશ્રય. ૨ પસંદ કરચા છે. ૩ પરસેવાવિનાના. ૪ આંખ જેની મીચાતી નથી એવા. ૫ કરમાય નહિ એવા હારવાલા. ૬ રજ, ધુલીવિનાના. ૭ ભૂમિથી ઉંચા. ૮ વસ્ત્રના છેડાને.

**यावच्च मे धरिष्यन्ति प्राणा देहे शुचिस्मिते ।**
**तावत्त्वयि भविष्यामि सत्यमेतद्ब्रवीमि ते ॥**

૫૭-૩૧+૩૨.

'હે કલ્યાણિ! દેવોની સંનિધિમાં જે (પ્રેમના કારણ)થી તું 'મનુષ્યને ભજેછે-(મને વરેછે)-તેજ (પ્રેમના કારણ) થી તારા વ-'ચનમાં રત એવો ભર્તા મને જાણ. હે શુચિ[1]સ્મિતે! જ્યાં સુધી 'મારા દેહમાં પ્રાણ રહેશે ત્યાં સુધી હું તારી સમીપે રહીશ. 'તને હું એ સત્ય કહુંછું.'

દમયન્તીએ પણ એવીજ વાણીથી અભિનન્દન કરયું. લોકપાલ દેવ સર્વે પ્રસન્ન થયા અને નલને અષ્ટવરદાન આપ્યાં. ઇન્દ્રે, યજ્ઞમાં પ્રત્યક્ષ દર્શન, અને અનુત્તમાગતિ, એ બે વર આપ્યા અગ્નિએ,-જ્યાં નલ ઇચ્છે ત્યાં, આત્મભવ[2] અને સ્વપ્રભાજેવા લોક, એ બે વર દીધા. યમે, અન્નરસ અને ધર્મવિષે પરમસ્થિતિ, એ બે વર આપ્યા. વરુણે, જ્યાં નલ ઇચ્છે ત્યાં જલનો ભાવ-ઉત્પત્તિ-અને ઉત્તમ ગન્ધવતી માલા, એ બે વર દીધા. એ રીતે વર આપી દેવો સ્વર્ગે ગયા. બીજા રાજાઓ પણ આવ્યા હતા તેમ ગયા. પછી પ્રસન્ન ભીમે દમયન્તી અને નલનો વિવાહ કર્યો. પછી નારીરત્નને પામીને નલ સ્વનગર ગયા. અતીવ મુદિત[3] નલરાજા, ધર્મવડે પ્રજાને પાલીને રંજન કરતો હવો. નહુષરાજાના પુત્ર યયાતિની પેઠે તેણે અશ્વમેધ યજ્ઞ પણ કર્યો અને બીજા પણ બહુ યજ્ઞ, આપ્ત દક્ષિણાસહિત કર્યા. નલને દમયન્તીથી ઇન્દ્રસેન સુતની અને ઇન્દ્રસેના કન્યાની પ્રાપ્તિ થઇ. એ રીતે યજ્ઞ કરતાં અને વિહાર કરતાં [4]વસુધાધિપતિ [5]વસુસંપૂર્ણ વસુધાનું રક્ષણ કરતો હવો. (૫૭)

---

૧ શુભંકર યા શૃંગારરસમાં વર્ણવ્યા પ્રમાણે મીઠું હસવું છે જેનું એવી.
૨ પોતાનું-અગ્નિનું-ઉત્પન્ન થવું. ૩ ઇચ્છેલી વસ્તુ મળવાથી આનંદ પામેલ.
૪ પૃથિવીપતિ. ૫ ધન, રત્નથી ભરેલી.

( દમયન્તીને વરવાની આશાએ કલિનું આવવું. )

ઇન્દ્રાદિ દેવે, પાછાં જતાં, દ્વાપરને કલિસહિત આવતો દીઠો. ત્યાં કલિને પૂછ્યું કે,–'ક્યાં જાઓછો?' કલિ કહે કેઃ– 'દમયન્તીના સ્વયંવરમાં જઇ તેને વરીશ. મારૂં મન તેનામાં 'ગયુંછે.' ઇન્દ્રે હસીને કહ્યું કેઃ–'તે સ્વયંવર તો નિવૃત્ત થયો. 'અમારી સમીપજ દમયન્તી નલને વરી.' એમ સાંભલી કોપ- 'યુક્ત થઇ કલિએ દેવોને કહ્યું કેઃ–'દેવને મૂકી માનુષને વરી 'માટે તેને દંડધારણ[1] કરવો ન્યાય્ય[2] છે.' દેવોએ કહ્યું કે, 'અમારી 'આજ્ઞાથીજ દમયન્તી નલને વરીછે. સર્વગુણસંપન્ન નલનૃપનો 'આશ્રય કોઇ ન કરે. જે અખિલ ધર્મ જાણેછે અને યથાવત્ 'વ્રત આચરેછે; ચારે વેદ અને પાંચમા આખ્યાન[3]નું જેણે અ- 'ધ્યયન કરેલું છે; જેના ગૃહમાં યજ્ઞવિષે ધર્મથી દેવોને નિત્ય તૃપ્ત 'કરવામાં આવેછે; જે અહિંસક, સત્યવાદી અને દૃઢવ્રત છે; જે- 'નામાં દાક્ષ્ય, ધૃતિ, દાન, તપ, શૌચ, દમ, શમ વસેછે.'

'एवंरूपं नलं यो वै कामयेच्छपितुं कले ।
'आत्मानं स शपेन्मूढो हन्यादात्मानमात्मना.' ॥१९॥

'હે કલે! એવા સ્વભાવના નલને જે શાપ દેવા ઇચ્છેછે, તે 'મૂઢને પોતાનેજ તે શાપ લાગેછે. અને તે પોતાની મેલેજ 'પોતાને હણેછે.' એવા ગુણવાનને જે શાપ દે તે અગાધ ન- 'રકમાં બુડેછે.'

એમ વદીને દેવો જતાં કલિ દ્વાપરને કહેછે કેઃ–'કોપ સહન 'કરવા હું શક્તિમાન્ નથી. હું નલવિષે વસી તેને રાજ્યથી ભ્રષ્ટ 'કરીશ. તે દમયન્તી સંગે રમી શકશે નહિ. તમે [4]અક્ષમાં 'પેશી મને સાહાય્ય કરો.' (૫૮)

(અપવિત્ર રહેતાં તે માર્ગે કલિનો પ્રવેશ અને તેથી દ્યૂત રમવું.)

દ્વાપર સાથે એમ સમય[5] કરીને કલિ જ્યાં નલરાજા હતા

---

૧ શિક્ષા સહેવી. ૨ ન્યાય પ્રમાણે. ૩ ઇતિહાસાદિ. ૪ પાસા. ૫ સંકેત, કરાર.

ત્યાં આવો; અને નલમાં અન્તર (છિદ્ર) જોવા ઇચ્છતો બાર વર્ષ સુધી ત્યાં રહ્યો. પણ કંઈ પણ છિદ્ર મલ્યું નહિ. અન્તે એક પ્રસંગે અશૌચ પછી પગનું શૌચ કરાવિના તે સંધ્યા ઉપાસતો હવો. ત્યાં કલિએ પ્રવેશ કર્યો. અને પછી ત્યાંથી પુષ્કરના સમીપે ગયો; અને તેને કહ્યું કે,—'અક્ષદ્યૂતથી તું નલને અને રાજ્યને જીત.' તેથી પુષ્કર નલને ત્યાં આવ્યો. કલિ તેનો શ્રેષ્ઠ પાશો થયો. પુષ્કરે વારંવાર અક્ષદ્યૂત રમવાનું નલને દમયન્તી સમક્ષ કહેવા માંડ્યું. અન્તે નલે તેમ કરવા માન્ય કર્યું. કલિના આવેશથી તે દ્યૂતમાં નલ જીતાવા માંડ્યો. કોઈ સુહૃદ તેનું નિવારણ કરવા શક્તિમન્ત ન થયાં. પછી મંત્રી સહિત સર્વે પૌરજન[1] આતુર રાજાને નિવારવાને આવ્યાં. તે સૂતે આવીને દમયન્તીને નિવેદન કર્યું કે,—'કાર્યવન્ત પૌરજનો દ્વારે ઉભા 'છે. નલરાજાને નિવેદન કરો કે, ધર્માર્થદર્શી રાજાના વ્યસનને[2] 'રાજભક્તિવાલી સર્વ પ્રકૃતિ સહન કરી શકતી નથી.' દુઃખથી કર્ષિત થયેલી વિલપન્તી દમયન્તીએ તે પ્રમાણે નલને નિવેદન કર્યું. પણ રાજા કંઈ બોલ્યો નહિ. પછી તે સર્વે મંત્રી અને પુરવાસી–'આ નથી[3]'–એમ માની ઘેર ગયા. બહુમાસ સુધી નલ–પુષ્કરનું દ્યૂત ચાલ્યું અને નલ જીતાતો ગયો. (૫૯)

(દમયન્તી બાલકોને મોસાલ મોકલેછે.)

ઉન્મત્ત અને ગતચેત સમ પુણ્યશ્લોક નલને દેખીને દમયન્તી ભયશોક પામી.

નલનું સર્વસ્વ હરણ થયેલું જોઇને, તેનું પ્રિય કરવા ઇચ્છતી દમયન્તી, બૃહત્સેના નામે ધાત્રી[4], કે જે—અનુરક્તા, સર્વાર્થ કુશલા, અને સુભાષિતા હતી–તે પ્રતિ બોલી કેઃ—'જા અને 'નલના શાસનથી[5] અમાત્યોને અહિં આણ. અને જે દ્રવ્ય ગયું 'અને જે અવશિષ્ટ રહ્યું તે કેહે.' એ પ્રમાણે કહેથી મંત્રીઓ

૧ પુરના લોકો. ૨ દુઃખ. ૩ અર્થાત્ હવે એ આગળ જેવા નથી. હવે વિ-નાશ થશે. ૪ ઉપમાતા, ધાવ. ૫ આજ્ઞા.

બીજીવાર આવ્યા. પરન્તુ તે વારે પણ નલે કંઈ લક્ષ આપ્યું નહિ. દમયન્તી લજ્જા પામી પાછી વલી. નલના પરાઙ્મુખ[૧] પાશા પડેછે તથા નલનું સર્વસ્વ હરાયું એમ સાંભલી દમયન્તી-એ ધાત્રી બૃહત્સેનાને ફરી કહ્યું કે:—'મહત્ કાર્ય આવી પડ્યું છે. 'સૂત વાર્ષ્ણેયને અહિં અણાવ.' તે આવતાં અનિન્દિતા અને દેશકાલજ્ઞા દમયન્તીએ તેને કહ્યું કે:—'જેમ જેમ પુષ્કરથી રાજા 'જીતાય છે તેમ તેમ તેને દ્યૂતમાં રાગ વધેછે. જેમ પુષ્કરના 'પાશા વશવર્તી[૨] પડતા જાયછે તેમ નલનું પાશામાં વિપર્યય[૩] 'દેખાય છે. મોહિત નલ સુહૃદ્ સ્વજનનાં તેમ મારાં પણ 'વાક્ય સાંભલતા નથી. તેમાં મારાં વચનને અભિનન્દતા નથી 'તેમાં હું મહાત્મા નલનો દોષ છે, એમ માનતી નથી. તમને 'શરણ હું આવીછું. વિનાશની શંકા થાય છે. માટે નલના મ-'નવેગી અશ્વોને જોડીને આ બે કુમારી અને કુમારને (પિતા 'ભીમના) કુણ્ડિન નગરમાં લઈ જાવ. બંને બાલકને તથા ર-'થાદિને મારાં જ્ઞાતિમાં[૪] મૂકીને આપ ત્યાં વસજો વા ગમે ત્યાં 'જજો.' નલના સારથિ વાર્ષ્ણેયે નલના મુખ્ય અમાત્યોને દમય-ન્તીનાં વાક્યો નિવેદન કરાં, અને તેમની સાથે નિશ્ચય કરી આજ્ઞા લઇ અતિ દુ:ખિત વાર્ષ્ણેય વિદર્ભ દેશમાં ગયો. ત્યાં બાલકો આદિને મૂકીને ભીમરાજાની આજ્ઞા લઇ તે અયોધ્યા નગરી પ્રતિ ગયો; અને ત્યાંના ઋતુપર્ણરાજાને ત્યાં સારથિ થઇ રહ્યો. (૬૦)

## ( નલ દમયન્તીનું નગર છોડી જવું. )

વાર્ષ્ણેય ગયા પછી નલનું રાજ્ય આદિ સર્વ પુષ્કરે હરી લીધું અને પછી હસીને બોલ્યો કે:—'દ્યૂત ચલાવો, પરન્તુ તમા-'રા પ્રતિપણમાં[૫] શું છે? દમયન્તીનો 'પણ' રહ્યો છે. તમારૂં 'મનમાને તો તે મૂકો.' એમ કહેતાં ક્રોધવડે નલનું હૃદય ફાટી જતું ન હોય તેમ થયું, પણ કંઈ બોલ્યાવિના પોતાનાં સર્વ ગાત્ર

---

૧ ઉલટા મ્હોના, વિરૂદ્ધ. ૨ અધીન, ઇચ્છા પ્રમાણે. ૩ ઉલટું.
૪ પિતાને ત્યાં, સગાંવાળાંમાં. ૫ હોડ; શરતમાં મૂકવાનું દ્રવ્ય.

ઉપરથી ભૂષણો દૂર કરી વિપુલશ્રીનો ત્યાગ કરી સુહૃદના શોકને વધારતો નલ એક વસ્ત્ર પહેરી ત્યાંથી નીકળી ગયો. દમયન્તી પણ એક વસ્ત્ર પહેરી તેની પાછળ ગઈ. તે બંને ત્રણ રાત્રિ નગરબાહ્ય વસ્યાં. પુષ્કરે પુરમાં ઘોષ[1] કરાવ્યો કે,—'જે કોઇ 'નલ પાસે જશે તે વધ્ય[2] થશે.' તેથી પુરના લોકો તેનો સત્કાર કરી ન શક્યા. માત્ર જલના ઉપરજ રાજા રહ્યો. ક્ષુધાથી પીડાતો રાજા ફલ મૂલ શોધવાસારૂ ત્યાંથી નીસર્યો. દમયન્તી પણ તેની પાછળ ચાલી. કેટલેક દિવસે સુવર્ણસમી પાંખવાળાં કેટલાંક શકુન (પક્ષી) દીઠાં. નલે ધાર્યું કે એ મારૂં ભક્ષ છે. પછી તેમના ઉપર પોતાનું વસ્ત્ર નાખ્યું. તે વસ્ત્ર લઇ સર્વે પક્ષી ઉડી ગયાં. ભૂમિપર પછી નલને નગ્ન, દીન, અને અધોમુખ જોઇ ઉડતાં પક્ષી બોલ્યાં કે:—'હે દુર્બુદ્ધે! અમે તે અક્ષ છિયે. 'તારૂં વસ્ત્ર હરવાને આવ્યા હતા. તું વસ્ત્રસહિત જાય એપણ 'અમને ગમતું ન હતું.'

એમ થયા પછી દમયન્તી પ્રતિ નલ બોલ્યા કે:-'જેઓના 'પ્રકોપથી હું ઐશ્વર્યથી ભ્રષ્ટ થયો અને દુઃખિત અને ક્ષુધાન્વિત 'છતાં પ્રાણયાત્રા[3] નથી, તેઓએ પક્ષી થઇ મારૂં વસ્ત્ર હરિ 'લીધું છે. પરમ વૈષમ્ય[4] પામેલો, તારો ભર્તા, હું આત્માના હિ- 'તનાં આ વચન કહુંછું તે સાંભલ. અવન્તી અને ઋક્ષવાન્ પ- 'ર્વત ઉલ્લંઘીને આ માર્ગો દક્ષિણમાં જાયછે. આ વિન્ધ્ય પર્વત 'છે. પછી સમુદ્રગા[5] પયોષ્ણી નદી છે અને મહર્ષિયોના બહુ 'મૂલ ફલાન્વિત આશ્રમો આવશે. વિદર્ભ દેશનો પણ એજ 'પંથ છે અને તે કોશલ દેશપણ જાયછે.'

દમયન્તી ઉત્તર દેછે કે:-'આપના સંકલ્પનું ચિન્તન કરતાં 'મારૂં હૃદય કંપેછે અને મારાં અંગ નરમ થઇ જાયછે. જેનું રાજ્ય 'હણાયલું, જેનું દ્રવ્ય હરાયલું, વસ્ત્ર વિનાના, ક્ષુત્તૃપાન્વિત[6] એવા

---

૧ સાદ કરાવ્યો. ઢંઢેરો પીટાવ્યો. ૨ વધ કરવા-મારી નાંખવા યોગ્ય. ૩ ભોજન, ખાવાપીવાનું. ૪ સંકટ, વિલક્ષણતા. ૫ સમુદ્રમાં જનારી તાપી નદી. ૬ ભુખ તરશવાલા.

'આપને નિર્જન વનમાં મૂકીને હું કેમ જઈ શકું. મહારાજ!
'ઘોરવનમાં તે (પૂર્વના) સુખનું સ્મરણ કરતા શ્રાન્ત[1] અને ક્ષુ-
'ધાર્ત્ત એવા આપની ગ્લાનિનો હું નાશ કરીશ. વૈદ્યોનું મત
'છે કે,–સર્વ દુઃખમાં ભાર્યા સમાન કોઇપણ ઔષધ નથી જણાતું
'એ આપને સત્ય કહુંછું.'

'न च भार्यासमं किञ्चिद्विद्यते भिषजां मतम् ।
'औषधं सर्वदुःखेषु सत्यमेतद्ब्रवीमि ते ॥ २९ ॥

નલ ઉત્તર દેછે કેઃ–

एवमेतद्यथात्थ त्वं दमयन्ति सुमध्यमे ।
नास्ति भार्यासमं मित्रं नरस्यार्तस्य भेषजम्॥३०॥
न चाहं त्यक्तुकामस्त्वां किमर्थं भीरु शंकसे ।
त्यजेयमहमात्मानं न चैवं त्वामनिन्दिते ॥ ३१ ॥

'હે સુમધ્યમે[2] દમયન્તિ! તું કહછ તેમજ છે. દુઃખી નરને
'ભાર્યાસમાન મિત્ર કે ઔષધ કંઈ નથી. હું તને ત્યજવાને
'ઇચ્છતો નથી. હે ભીરુ[3]! શા સારૂ તું શંકા કરેછે. હે અનિ-
'ન્દિતે! હું આત્માને ત્યજું પણ એમ તને ન ત્યજું.'

દમયન્તી કહે કેઃ—'મહારાજ! ત્યારે મને વિદર્ભદેશનો પં-
'થ શા સારૂ દેખાડોછો. હું જાણુંછું કે આપ મને ત્યજો એવા તો
'નથી. પણ વારંવાર મને પંથ બતાવોછો તે નિમિત્તથી મારો
'શોક વધારો છો. જો આપનો એમ અભિપ્રાય હોય કે જ્ઞાતિપ્રતિ
'જવું તો આપણે બંને જઇએ. હે માનદ! આપને વિદર્ભરાજા
'પૂજશે અને તેથી ગૃહમાં સુખે વસશો.' (૬૧)

નલ કહેછે કેઃ—'તારા પિતાનું રાજ્ય તે મારૂં જ છે એમાં
'સંશય નથી. પરન્તુ ત્યાં તો હું જનાર જ નથી. સમૃદ્ધિમાન
'અને તારા હર્ષનો વિવર્દ્ધન કરનાર હું ત્યાં ગયેલો, તે ભ્રષ્ટ
'થયેલો તારા શોકનો વિવર્દ્ધન કરનાર ત્યાં કેમ જાઉં!"

---

૧ થાકેલા. ૨ સિંહના જેવી પાતલી કેડવાલી. ૩ ભયશીલ.

અર્ધ વસ્ત્રે વિંટાયલી દમયન્તીને વારંવાર એમ કહીને નલ સાન્ત્વન કરતો હવો. એક વસ્ત્રે બંને વિંટાયલાં, અહિં તહિં અથડાતાં, ક્ષુધાતૃષાથી શ્રમિત થયેલાં, એક વિશ્રામ આગળ આવી પહોચ્યાં. ત્યાં મહીતલ ઉપર બેઠાં; અને પછી મલિન, વિકટ[1] અને વિવસ્ત્ર[2] નલ, દમયન્તી સહિત, ધરણી તલ ઉપર સુઈ ગયો—સહસા દુઃખમાં આવી પડેલી સુકુમારી દમયન્તી તો નિદ્રાવશ થઇ ગઈ.

( વનમાં દમયન્તીનો ત્યાગ. )

પરન્તુ શોકથી મથિત થઇ ગયેલા અન્તઃકરણનો નલરાજા સુઈ શકયો નહિ. નલને રાજ્યનું હરણ, સુહૃદનો ત્યાગ, આદિના બહુ વિચાર આવવા માંડ્યા. 'આમ કરીશ તો મને શું 'થશે, આમ નહિ કરૂં તો મને શું થશે, શું મારે મરણ શ્રેય છે 'વા જનનો પરિત્યાગ શ્રેય છે? આ (દમયન્તી) મને અનુરક્તા 'જ છે, મારે કાજે જ તે દુઃખ પામેછે. મારો વિયોગ થયે 'કદાચિત્ સ્વજનપ્રતિ જશે. મારી સમીપે એ અનુવ્રતા નિઃસં'શય દુઃખ પામશે, તોપણ ત્યાગમાં સંશય છે; કવચિત્ સુખ 'પણ તેને મલે.' એમ પુનઃ પુનઃ વિચારી બહુ પ્રકારે નિશ્ચય કરી દમયન્તીનો ઉત્સર્ગ[3] નલે શ્રેય માનો; અને વિચાર્યું કેઃ-

એ પતિવ્રતા, યશસ્વિની, મહાભાગાને એના તેજને લીધે માર્ગમાં કોઈપણ બાધ કરી નહિ શકે. કલિના પ્રતાપથી નલને એવી-દમયન્તીના વિસર્જન વિષે-બુદ્ધિ થઈ. પોતાનું અને તેનું એકજ વસ્ત્ર હતું તેને, પોતાની પ્રિયા જાણે નહિ એવી રીતે, કાપવું એવા વિચારમાં નલે ત્યાં ફરવા માંડયું. ત્યાં એક ઉઘાડું ખડ્ગ દીઠું, તેવડે અર્ધ વસ્ત્ર કાપી તે ખડ્ગને દૂર નાંખી દીધું. અને દમયન્તીને સૂતી મૂકીને નલ દોડી ગયો. પણ વલી ત્યાં પાછો આવી દમયન્તીને દેખી નિષધાધિપ નલ રોદન કરવા લા-

---

૧ વિકાર પામી ગયેલ; વા સાદડી પણ પાથરવા નહિ એવો. ૨ વસ્ત્રવિનાનો. ૩ મૂકીને જવું, ત્યાગ.

ગો કે,—'જે મારી પ્રિયાને પૂર્વે વાયુ કે આદિત્ય પણ જોઈશકતા 'ન હતા તે આજ અનાથવત્ ભૂમિમાં સૂતી છે. આ કાપેલા 'વસ્ત્રથી વિંટાયલી જ્યારે જાગશે ત્યારે તેનું શું થશે! આ ઘોર વ- 'નને વિષે મારા રહિત એકલી સતી કેમ વર્તી શકશે! હે મ- 'હાભાગે! આદિત્ય, વસુઓ, રુદ્ર, મરુદ્ગણ સહિત બે અશ્વિનૌ 'તને રક્ષો. તું ધર્મવડે સારી રીતે વિંટાયલી છું.

**धर्मेणासि समावृता २४'**

(અર્થાત્ ધર્મ જ એનો મહાસમર્થ રક્ષક છે) એમ કહી નલ ચાલી જવાનો પ્રયત્ન કરેછે. કલિથી આકર્ષાતો નલરાજા જઈ જઇને વલી તે વિશ્રામ આગલ પાછો આવેછે અને સૌહ્રદથી[1] આ-કર્ષાયછે. તે દુઃખિતનું હ્રદય દ્વિધા જેવું થયું. હિંદોલાની પેઠે વિશ્રામપ્રતિ વારંવાર આવાગમન તેણે કરવા માંડયું. અન્તે કલિથી ખેંચાયલો નષ્ટાત્મા નલ કરુણાજનક બહુ વિલાપીને શૂન્ય વનમાં તે ભાર્યાને એકલી મૂકી જતો હવો. (૬૨)

**(વલવલતી દમયન્તીનું વનમાં ભ્રમવું અને અજગરથી ગળાવું).**

નલ ગયા પછી દમયન્તી ત્રાસ પામી જાગી ઉઠી. ભર્તાને ન દેખતાં શોક દુઃખયુક્તા થઇ,—'મહારાજ! મહારાજ!' એમ ઉચ્ચ સ્વરે પોકારવા લાગી. 'હા નાથ! હા મહારાજ! શું મને 'ત્યજો છો! હું હતા[2] અને વિનષ્ટા[3] છું. આ વિજન વનમાં 'ભીતિ પામુંછું. આપ ધર્મજ્ઞ અને સત્યવાદી છો. તો તેવું સત્ય 'કહીને મને સૂતી મૂકી કેમ ગયા. કશો અપકાર ન કરેલો 'એવી દક્ષા[4] અને અનુવ્રતા ભાર્યાને કેમ ત્યજી! દેવોના સન્નિ-'ધિમાં જે પૂર્વેવાણી કહી છે તે સત્ય કરવા આપ યોગ્ય છો. 'હે પુરુષર્ષભ! જ્યારે તારાથી ત્યજાયલી કાન્તા ક્ષણ પણ જી-'વેછે (ત્યારે લોકમાં કથન છે તે ખરૂં છે કે) મર્ત્યો[5]ને અકાલે મૃત્યુ લઇ જતો નથી.'

---

૧ ત્યાગ સહન ન થઈ શકાય એવો પ્રીતિભાવ. ૨ હણાયલી. ૩ નાશ પામેલી. ૪ જાણવાનું અને કરવાનું આવતાં તે પ્રમાણે જાણવા અને કરવા જે સમર્થ એવી, ચતુર, ડાહી. ૫ મરવાયોગ્ય, પ્રાણીમાત્ર.

'नाकाले विहितो मृत्युर्मर्त्यानां पुरुषर्षभ ।
'यत्र कान्ता त्वयोत्सृष्टा मुहूर्तमपि जीवति*॥

૬૨—૭.

'આવડો બધો પરિહાસ[1] બહુ થયો હું બહુ બીની ગઇછું. ઇ-
'શ્વર! આપ દેખાઓ. આવી અવસ્થા પામેલી વિલપન્તીની
'મારીપાસે આવી આશ્વાસતા નથી એ નશંસ[2] છે. આત્માને
'કે બીજા કશાને પણ હું શોચતી નથી. એકલા આપનું શું થશે,
'એ, હે નૃપ!, હું શોચુંછું. સાયાહ્ને વૃક્ષમૂલવિષે, તૃષિત, ક્ષુધિ-
'ત, શ્રમકર્ષિત, મને ન દેખતા એવા આપ કેવા થશો!

'न शोचाम्यहमात्मानं न चान्यदपि किंचन ।
'कथं नु भवितास्येक इति त्वां नृप शोचिमि॥११॥
'कथं नु राजस्तृषितः क्षुधितः श्रमकर्षितः ।
'सायाह्ने वृक्षमूलेषु मामपश्यन्भविष्यसि ॥ १२ ॥

તીવ્રશોકથી પીડિતા, ક્રોધથી પ્રદીપ્તા અને રોતી દમયન્તીએ અહિં તહિં ધાવા માંડયું. વારંવાર ઉભી થાય અને પડે. પછી નિઃશ્વાસ નાંખી પતિવ્રતા બોલી કેઃ—'જેના અભિશાપ[3]થી દુઃખાર્ત નલ 'દુઃખ ભોગવેછે તે ભૂતને અમારાથી અધિક દુઃખ થજો'. એમ વિલપન્તી અને શોચન્તી અને ધાતી દમયન્તી એક મહાકાય[4] અજગર પાસે સહસા આવી પડી. તેણે તેને ગ્રહી. અજગરથી ગલાતી અને શોકમાં બુડેલી દમયન્તી તે સમયે પણ—'જેવી રીતે નલને શોચેછે તેવી રીતે પોતાને શોચતી નથી.'

'नात्मानं शोचति तथा यथा शोचति नैषधम् । ૬૨—૨૧.

અને બોલે છે કેઃ—'હા નાથ! અહિં આ વિજન વનમાં

---

*ગીતિ { મનુષ મરણ યોગ્યજ પણ, મૃત્યુ અકાલે કદા નલે, વિનયે,
નહિ તો, ઓ પુરૂષોત્તમ! તેં ત્યજી સતી તે પલ પણ કેમ જીવે?

૧ મશકરી. ૨ ક્રૂરતા. ૩ ખોટા દ્વેષ. ૪ જેનું શરીર મ્હોટું છે એવો.

'અનાથવત્ ગ્રાહથી-અજગરથી-ગ્રસાતી મજપ્રતિ આપ કેમ 'ધાતા નથી. શાપથી મુક્ત થયે, બુદ્ધિ ધન આદિ ફરી પામેથી, 'મને સંભારીને આપનું શું થશે?' ઇત્યાદિ વિલાપે છે એટલામાં ત્યાં ફરતો કોઈ મૃગવ્યાધ[1] આવ્યો. તેણે શસ્ત્રવડે અજગરનું માથું કાપી દમયન્તીને મૂકાવી; અને જલવડે પખાલી આશ્વાસના કરી. પછી બધુ પૂછતાં વિતેલું સર્વ કહ્યું. સુકુમારી દમયન્તીને જોઇને તે વ્યાધ કામ વશ થયો. પતિવ્રતા દમયન્તીના સમજ્યામાં તે આવ્યું, એટલે તેને તીવ્ર રોષ થયો. તે દુર્ધર્ષા[2] અને દીપ્ત અગ્નિની શિખા જેવી દમયન્તી ઉપર જેવો તે પાપમતિ ક્ષુદ્ર બલાત્કાર કરવા આવતો હતો તેવો તેણે શાપ દીધો કે:-'જેમ નલથી અન્યને મનથીપણ હું નથી ચિન્તતી, તેમ આ 'જેનું મૃગના ઉપર જીવન છે એવો ક્ષુદ્ર પ્રાણવિનાનો થઇ પડો.'

यथाहं नैषधादन्यं मनसापि न चिन्तये ।
तथायं पततां क्षुद्रः परासुर्मृगजीवनः ६२-३६.

એ વચન કહેતાવાંતજ, (વિદ્યુત્‌ના) અગ્નિથી બળેલું ઝાડ પડે તેમ, તે મૃગજીવી પ્રાણવિનાનો થઈ પડતો હવો. (૬૩)

પછી દમયન્તીએ તે ભયંકર વનમાં ભમવા માંડ્યું. તેજથી, યશથી, લક્ષ્મી[3]થી, અને સ્થિતિથી યુક્તા પણ ભર્તાના દુઃખથી પીડિતા દમયન્તી તે દારુણવનમાં કશાથી બીની નહિ. અન્તે એક શીલાતલ ઉપર બેશી વિલાપવા લાગી કે:-'હે નરશ્રેષ્ઠ! પુષ્કલ 'દક્ષિણા યુક્ત અશ્વમેધાદિ યજ્ઞો કરી મારાવિષે મિથ્યા 'કેમ વર્તોછો. મારા સમક્ષ અને હંસ સમીપ જે કલ્યાણ વચન 'બોલ્યા છો તે સંભારો.

'चत्वार एकतो वेदाः सांगोपांगाः सविस्तराः ।
'स्वधीता मनुजव्याघ्र सत्यमेकं किलैकतः ॥ १७ ॥

---

૧ પારધી, શિકારી. ૨ જે સહન થઇ શકે નહિ એવી, જેનો પરાભવ થાય નહિ એવી. ૩ શોભા.

'હે મનુજવ્યાઘ્ર! એકપાસ સારીરીતે અધ્યયન કરેલા અંગ 'અને ઉપાંગ સહિત સવિસ્તર ચારે વેદ અને એક પાસ એક 'સત્ય એ સમાન છે. માટે મારીપાસે પૂર્વે કહેલું વચન સત્ય 'કરવા યોગ્ય છો. આ ઘોર વનમાં કેમ ભાખતા નથી. આ વ-'નરાજ સિંહ મને ભક્ષેછે. શું આપ મને રક્ષવા યોગ્ય નથી? 'આપ સદા કહેતા કે—'મારે તારાથી અન્ય કોઇપણ પ્રિયા 'નથી' તે ઋત (સાચુ) કરો.

'न मे त्वदन्या काचिद्धि प्रियास्तीत्यब्रवीः सदा।

'ઇચ્છનારીને ઇચ્છતા નાથ! વિલપન્તીપ્રતિ કેમ બોલતા 'નથી? આપના વિષે હું કોને પૂછું.? 'આ તે છે,'—'એવી 'મધુરા ગિરા કોની હું સાંભલીશ?'

પછી તે વનમાં એક સિંહને દેખી તેને સંબોધે છે કેઃ—'હે 'વનરાજ! તેં નલ દીઠા હોય તો કેહ. નહિ તો મને ખા અને 'આ દુઃખથી મૂકાવ.' સિંહ તો ત્યાંથી નદી ભણી ચાલો ગયો એટલે દમયન્તીએ તે અરણ્યના કેતુ[1] જેવા ગિરિરાજને કહ્યું કેઃ—'હે મહીધર! નમસ્તે. હું તમારે શરણ આવીછું. રાજપુત્રી, 'રાજાની સ્નુષા,[2] અને રાજાની ભાર્યા દમયન્તી છું. પુણ્યશ્લોક 'નલ ભર્તાને શોધતી અહિં આવી છું. આ વનમાં આપનાં શત 'શિખરોવડે[3] નલને દીઠા છે? એકલી વિલપન્તી મને, સ્વસુ-'તા[4]ની પેઠે, વાણીથી આશ્વાસન કેમ નથી કરતા?'

(દમયન્તીનું ઋષિના આશ્રમમાં આવવું.)

પર્વતને એ રીતે કહી પછી તે ઉત્તર દિશાપ્રતિ જતી હવી. ત્રિણ અહોરાત્ર[5] જતાં તે, વસિષ્ઠ, ભૃગુ, અત્રિ સમાન તપસ્વી-થી શોભાયમાન એવા અરણ્યમાં આવી; અને તેમના આશ્રમ-માં પ્રવેશ કરો. તે તપોવૃદ્ધને અભિવન્દી વિનયથી નમી ઉભી રહી. તે તાપસો એ 'સ્વાગત'[6] કહ્યું અને યથાન્યાય તેની પૂજા

૧ ધ્વજ, પતાકા. ૨ પુત્રની વહુ. ૩ પહાડની ટોચો. ૪ પોતાની દીકરી
૫ દિવસ રાત. ૬ ભલે પધારવું.

કરી તપોધનોએ[1] કહ્યું કે,—'બેશ. અમે તારે અર્થે શું કરીએ 'એમ છે?' દમયન્તી બોલી કેઃ—'તપવિષે, અગ્નિવિષે, સ્વધર્મા- 'ચરણવિષે કુશલ છે'? તેમણે ઉત્તર આપ્યું કેઃ—'ભદ્રે! કુશલ 'છે. પણ તું કોણ છે? તારૂં પરમ રૂપ અને દ્યુતિ[2] જોઇ અમને 'વિસ્મય થયોછે. શોચ મા. આ અરણ્યની તું દેવી છે કે કોણ છે? 'તે કેહ.' દમયન્તી ઉત્તર દેછે કેઃ—'ના, આ અરણ્યની કે 'બીજાની દેવતા હું નથી. મને તમે માનુષી જાણો.' એમ કહી 'પોતાનો વૃત્તાન્ત વિસ્તારથી કહ્યો. અને અન્તે કહ્યું કેઃ—'જો 'કેટલાક દિવસમાં હું નલનૃપને નહિ જોઉં તો આ દેહના વિ- 'મોચન[3]વડે આત્માને શ્રેયની સાથે યોજીશ. તે પુરુષર્ષભવિના 'જીવિતવડે મારે શો અર્થ છે!' સત્યદર્શી[4] તાપસોએ પછી તેને કહ્યું કેઃ–'તપવડે અમે તારૂં ભાવિ ફલ જોઇએ છિયે કેઃ–તું 'નૈષધને શીઘ્ર દેખીશ. સર્વ પાપથી મુક્ત થયેલ, ધર્મધારીમાં 'શ્રેષ્ઠ, સર્વસમૃદ્ધિમાન્, તેજ નગરનું રાજ કરતો, દ્વેષીને ભયકર્તા 'અને સુહૃદના શોકનો નાશકર્તા એવા પતિને, હે કલ્યાણિ! તું 'દેખીશ.' એ પ્રમાણે કહીને તે સર્વે તાપસો અન્તર્ધાન થઇ ગયા.

એ જોઇને વિસ્મિતા દમયન્તીને મહત્ આશ્ચર્ય થયું. તેને લાગ્યું કેઃ—'મેં તે આ સ્વપ્ન દીઠું કે શું.' પછી તે વિવર્ણવ- દનવતી[5] થઇ ગઈ અને બીજી ભૂમિપર ગઈ. ત્યાં તેણે અશોક- વૃક્ષ દીઠો. તેને કહેછે કેઃ—'દમયન્તીના પ્રિયપતિ સુકુમાર 'નલને તેં આ વનમાં આવેલા દીઠા છે? હે અશોક હું જેમ 'વિશોકા[6] થઈ ને જાઉં તેમ કર. હે અશોક, શોકનો નાશ 'કરનાર અશોક એવા સત્ય નામવાલો થા.' પછી તેની પ્રદ- ક્ષિણા કરી અગાડી ચાલી. ત્યાં દારુણતર[7] દેશ આવ્યો તેમાં અનેક વૃક્ષ, પર્વત, નદી, મૃગ, પક્ષી આવ્યાં; અને પછી એક મહાસાર્થ[8] ને નદી ઉતરતાં દીઠો, તેમાં દમયન્તી ગઈ. દમય-

---

૧ તપ એજ જેનું ધન છે એવા બ્રાહ્મણ. ૨ શોભા, કાન્તિ. ૩ મૂકવા. ૪ સાચું દેખનાર. ૫ ફીકા મુખવાલી. ૬ શોક વગરની. ૭ વધારે ભયાનક. ૮વ્યાપારીનો અથવા વણિક્નો સંઘ.

ન્તીની દુર્દશા જોઇ કેટલાક બીજા દોડી ગયા; કેટલાક ચિન્તા કરવા લાગ્યા, કેટલાક હસવા લાગ્યા, કેટલાક દયા કરવા લાગ્યા, અને કેટલાક પૂછવા લાગ્યા કેઃ—'હે કલ્યાણિ! તું કોણ છે, 'કોની છે અને આ વનમાં શું શોધે છે? તું માનુષી છે, યક્ષી 'છે, રાક્ષસી છે, કે સુરાઙ્ગના છે? સર્વથા અમને સ્વસ્તિ કર્; 'અને અમારૂં જેમ શ્રેય થાય તેમ કર.' દમયન્તીએ તેમને ઉત્તર આપ્યું કેઃ—'હું માનુષી છું. રાજાની સુતા છું. રાજાની 'સ્નુષા છું અને રાજાની ભાર્યા છું. ભર્તાના દર્શનની લાલસાથી 'મહાભાગ નલ ને શોધતી ફરૂંછું. જો તમે જાણતા હો તો તે 'મારૂં પ્રિય મને કહો.' એ મહાસાર્થનો સાર્થવાહ[1] પ્રભુ શુચિ નામે હતો, તેણે કહ્યું કેઃ—'હે કલ્યાણિ! હું સાર્થનો નેતા '(નાયક) સાર્થવાહ છું. નલનામે મનુષ્ય મેં દીઠો નથી. તારા-'વિના આ મહાવનમાં બીજુ કોઈ મનુષ્ય દીઠું નથી. યક્ષરાજ 'મણિભદ્ર[2] અમને પ્રસન્ન થાઓ.' દમયન્તીએ પૂછ્યું કે,—'આ 'સાર્થ ક્યાં જાયછે?' સાર્થવાહે કહ્યું કેઃ—'લાભને અર્થે અમે 'સત્યદર્શી ચેદિરાજ સુબાહુના દેશમાં જઇયે છિયે.' (૬૪)

**( દમયન્તી સંઘસાથે જતાં વિઘ્ન અને પછી ચેદિ દેશમાં જવું ).**

પતિની લાલસાવાળી દમયન્તી તે સંઘસાથે જતી હવી. બહુ દિવસ જતાં વનમાં એક રમ્ય તડાગ[3] આવ્યું ત્યાં સાયંકાલે સર્વ વસ્યા. અર્ધરાત્ર સમયે ત્યાં હસ્તિનું યૂથ[4] પાણીસારૂ આવ્યું. સાર્થસાથેના ગ્રામ્યગજોને[5] જોઇ તે વનગજો વેગથી સામા દ્રોડ્યા. તેણે કરી માર્ગમાં સાર્થમંડલના સૂતેલા જન મર્દાવા માંડ્યા. તેઓ હાહાકાર કરવા લાગ્યા, અને શરણાર્થી થઇ નિદ્રાન્ધ તેઓ વનમાં ધાવા લાગ્યા. તેમાં કેટલાક હણાયા. એ ભયંકર વર્તમાન ચાલતું હતું તેવામાં ભયથી ત્રાસ પામેલી દમયન્તી જાગી ઉઠી; અને સાર્થના જનોનું કહેવું સાંભલ્યું કેઃ—'કોના કર્મનું આ ફલ! મણિભદ્રને તેમજ વૈશ્રવણને પણ આપણે પૂજ્યા છે. પ્રથમ વિ-

૧ સંઘવી. ૨ કુબેર જેવો પ્રવાસીઓનો દેવ. ૩ તલાવ. ૪ જુથ, ટોલું. ૫ ગામના, પાળેલા.

પ્રકર્તાને નથી પૂજા તેનું કે શકુનનું આ વિપરીત ફલ છે.' જ્ઞાતિ અને દ્રવ્ય વિનાના થઈ ગયેલા કેટલાક એમ પણ બોલવા લાગ્યા કેઃ—'ભયંકરી રાક્ષસી જેવી જે નારી આપણામાં આવીછે તેણે આ પરમ દારુણ માયા આણીછે. તેનુંજ આ બધું પાપ છે. એ દુઃખદા કૃત્યકાને દેખીયે તો મારવી.' એ આદિ દારુણ વાક્ય સાંભલી દમયન્તી મનમાં વિચાર કરેછે કેઃ—'અહો! મારાપર વિધિનો ભારે કોપ છે. કુશલ બંધાતુંજ નથી. કયા કર્મનું આ ફલ હશે! મન વાક્ કે કર્મવડે કોઈનું અણુમાત્ર પણ કિંચિત્ અશુભ કરયું સાંભરતું નથી. નિશ્ચય જન્માન્તરનુંજ પાપ આવી પડ્યું છે.'

ભ્રાતા, પિતા, પુત્ર, સખાદિનો શોકકર્તા શેષ રહેલા જનો બીજે દિને ત્યાંથી નીકલી ગયા. દમયન્તી શોચ કરવા લાગી કેઃ– 'મેં કેવું દુષ્કૃત કરયું છે! મારા મંદભાગ્યથી આ બહુજન હ- 'સ્તિયૂથથી હણાયા, પણ હું દુઃખિતા તેનાથી ન મરાઇ. 'અ- 'પ્રાપ્તકાલ[1] નથી મરાતો' એ વૃદ્ધોનું કહેવું ખરૂં છે. બાલભાવમાં 'પણ મેં કિન્ચિત્ પાપકર્મ કરયું નથી. દૈવનું ન કરેલું એવું નરને 'કંઈ થતું નથી. હું માનુંછું કે સ્વયંવરમાં આવેલા દેવતાઓને 'નલને અર્થે મેં ગણ્યા નહિ, તેના પ્રભાવથી આ વિયોગને પામીછું.' એ આદિ વિલાપી, હતશેષ[2] વેદપારગ બ્રાહ્મણોસાથે, શરદ્ઋતુની ચંદ્રલેખા જેવી તે દમયન્તી ચાલી. ચાલતી ચાલતી તે બાલા સાયાહ્ને ચેદિરાજ સુબાહુના પુરમાં આવી. કૃશા, દીના, છૂટા કેશવાલી, મલિના, અને ઉન્મત્તાના જેવી જતી તેને પુરવાસીઓએ જોઈ. કુતૂહલથી ગ્રામબાલકો તેની પાછલ જતાં અને લોકોથી વિટાયલી એવી દમયન્તી તેને રાજમાતાએ દીઠી. તેણે ધાત્રીને કહ્યું કે,–'જનોથી ક્લેશ પામતી તે શરણાર્થિની બાલાને મારી આગલ આણ.' જનોને વારીને ધાત્રીએ તેને ઉત્તમ પ્રાસાદતલમાં[3] આણી અને પૂછ્યું કેઃ–'આમ અસુખમાં છતે પણ 'અભ્રમાં[4] વિદ્યુત્ જેવી ભાસો છો. આપ કોણ છો અને કોનાં

---

૧ જેનો કાલ (મરણ) નથી આવ્યો તેવો જન. ૨ હણાતાં બાકી રહેલા. ૩ રાજમંદિર. ૪ વાદલમાં વિજલી.

'છો તે કહો.' દમયન્તી ઉત્તર દેછે કેઃ-'ભર્તાને અનુવ્રતા એવી હું
'સૈરન્ધ્રી[1] જાતિની અને ભુજિષ્યા[2] છું. ઇચ્છું ત્યાં વસનારી, ફલમૂલ
'ખાનારી, અને એકલી છું. જ્યાં સાયંકાલ થાય ત્યાં ગૃહ જેનું એવી
'છું. મારા ભર્તા અસંખ્યેય[3] ગુણવાન્ અને મને નિત્ય અનુવ્રત
'છે. ભક્તા એવી હું પણ છાયા સમાન તે વીરની અનુગતા છું.

**असंख्येयगुणो भर्ता मां च नित्यमनुव्रतः ।**
**भक्ताहमपि तं वीरं छायेवानुगता पथि ॥** ૬૫—૫૬+૫૭.[4]

'દૈવ ઇચ્છાથી તેને ધૂતનો અતિ પ્રસંગ થયો. તેમાં તે જી-
'તાયા અને એકલા વનમાં ગયા. ઉન્મત્ત જેવા વિહ્વલ
'વીરભર્તાને આશ્વાસતી હું પણ વનમાં ગઈ. ત્યાં બહુ દિવસે
'મને નિર્દોષાને સૂતી મૂકીને ગયા છે. તે ભર્તાને શો-
'ધતી અને નિશદિન બલતી હું અમરતુલ્ય પ્રિય પ્રાણેશ્વર પ્રભુને
'દેખતી નથી.' એ આદિ બહુ વિલપન્તી અશ્રુપૂર્ણ નેત્રવાળીને
જોઇને બહુ પીડિત થઇ રાજમાતા પોતે બોલાં કેઃ—'કલ્યાણિ!
'મારામાં[5] વશ. તારામાં મારી પરમપ્રીતિ છે. મારા પુરુષો
'તારા ભર્તાને શોધશે. અથવા તે પોતેજ આવી ચડશે. અ-
'હિંયાં વસતાં તું ભર્તાને પામીશ.' દમયન્તી બોલી કેઃ—'હે
'વીરપ્રજાયિનિ! સમય[6] સહિત હું વસી શકુંછું. ઉચ્છિષ્ટ[7] ખાઉં
'નહિ, પાદધાવન[8] કરૂં નહિ, કોઇ અન્ય પુરુષો સાથે બોલું
'નહિ, જો કોઇ મને પ્રાર્થે તો તે પુરુષ આપનો દંડ્ય[9] થાય,
'એવું મારૂં વ્રત છે. ભર્તાની શોધસારૂ બ્રાહ્મણોને મલીશ.
'અહિં એમ કરી શકાય તો હું અસંશય વસીશ.' રાજમાતા
કહે કેઃ—'એ સર્વ કરીશ. દિષ્ટ્યા[10] તારૂં વ્રત એવું છે.' એમ

---

૧ રાજકુમારીસાથે રહેનારી ઉચ્ચકામ કરનાર સ્ત્રી. ૨ હાથચાકર; અંતઃપુ-રમાં રહેનારી. ૩ ગણીશકાય નહિ એવા.

૪ ગીતિ. { અગણિત ગુણી મુજ સ્વામી, અનુકૂલ મુજને સદાજ જે નાથ.
હું પણ તે વીરને વશ, છાયાસમ સર્વ પંથ રહી સાથ. }

૫ મારી સમીપે. ૬ શરત. ૭ ખાતાં રહેલું. ૮ પગ ધોવાનું કામ. ૯ શિક્ષા યોગ્ય. ૧૦ હર્ષ વા મંગલવાચક શબ્દ. સુભાગ્યે, અર્થાત્ એવું ઉચ્ચ વ્રત તેં ધારણ કરવું છે એ બહુ વખાણવા યોગ્ય અને સુભાગ્યે છે.

કહી પોતાની સુનન્દાનામે દુહિતાને કહ્યું કેઃ—'આ દેવરૂપિણી 'સૈરન્ધ્રી છે. વયવડે તુલ્ય એવી આ તારી સખી થાઓ.' પછી સુનન્દા પોતાની સાથે દમયન્તીને લઇ ગઈ. (૬૫)

(નલનો વૃત્તાન્ત.)

દમયન્તીને મૂક્યા પછી તે ગહન વનમાં નલે બલતો દાવ દીઠો. તેના મધ્યમાં કોઇક ભૂતનો વારંવાર શબ્દ સાંભલ્યો કેઃ—'પુણ્યશ્લોક નલ ધાવ.' નલે અગ્નિમધ્યે પ્રવેશી–'બી મા' એમ કહ્યું. ત્યાં કુંડલી કરેલો નાગરાજ દીઠો. તેણે નલને કહ્યું કે–'હું કર્કોટક નાગ છું. મહર્ષિ નારદે શાપ દીધો છે કે,–જ્યાં સુધી નલ આવી, અહિંથી તને બીજે સ્થલે લઇ જાય, ત્યાં સુધી સ્થાવરની પેઠે અત્ર રેહ. માટે આપ મારૂં રક્ષણ કરો. હું આપનું શ્રેય ઉપદેશીશ. અને આપનો સખા થઇશ'. નલ તે નાગને દાવવિનાના દેશમાં લઇ ગયો, અને મૂકી દેવાનું કરતો હતો એવામાં કર્કોટક બોલ્યો કેઃ—'કેટલાંક પગલાં ગણતા હજી ચાલો, ત્યાં હું આપનું પરમશ્રેય દઇશ.' નલે એક, બે, એમ પગલાં ગણી ચાલવા માંડયું. ત્યાં દશમે પગલે દશ એમ કહેતાં નાગ દંશ્યો. અને નલના રૂપમાં અન્તર પડી ગયું. નલ વિસ્મય પામી ગયો. ત્યાં કર્કોટકે કહ્યું કેઃ—'કોઈ ઓલખે નહિ તે સારૂ 'આપનું રૂપ મેં ઢાંકી દીધું છે. જેણે આપને મહત્ દુઃખથી 'વિવર્ણ કરી દીધા છે તે મારા વિષવડે દુઃખથી આપનામાં 'વસશે; અને તે જ્યાં સુધી આપને નહિ મૂકે ત્યાં સુધી તેનાં 'સર્વ ગાત્ર વિષવડે વિંટાઇ રહેશે. આપને કોઇ પણ દંષ્ટ્રિઓથી[1] 'કે શત્રુથી ભય નહિ થાય. અને એ વિષથી આપને પીડા 'થશે નહિ. સંગ્રામમાં પણ આપને સદા જય મળશે. અહિંથી 'હું બાહુક નામે સૂતછું' એમ બોલતા અયોધ્યાનગરીપ્રતિ જ્યાં 'અક્ષનિપુણ[2] ઇક્ષ્વાકુ-કુલજ ઋતુપર્ણ રાજા છે તેની સમીપ 'જાઓ. તે આપને અશ્વહૃદય[3] સાટે અક્ષહૃદય[4] દેશે. આપ

૧ દાઢવાલાં ઝેરી પ્રાણી. ૨ પાસા રમવાગાં કુશલ. ૩ ઘોડાસંબંધી અંદરનો ગુપ્ત ભેદ. ૪ દ્યૂતમાં જય આપે એવું પાસાનું રહસ્ય—ગુપ્ત ભેદ.

'જ્યારે અક્ષજ્ઞ થશો ત્યારે શ્રેય થશે. દારા, તનય અને રાજ્ય 'સર્વ આપ પામશો. શોકમાં મન ન કરો. આપનું પૂર્વનું સ્વરૂપ 'જોવા જ્યારે ઇચ્છો ત્યારે મને સ્મરીને આ વસ્ત્ર પહેરજો. આ 'વસ્ત્ર પહેરેથી સ્વરૂપને પામશો.' એમ કહી બે દિવ્યવસ્ત્ર આપી નાગરાજ ત્યાંજ અન્તર્ધાન થયો. (૬૬)

ત્યારપછી દશમે દિવસે નગરમાં ઋતુપર્ણપાસે આવી નલે કહ્યું કેઃ–'મારૂં નામ બાહુક છે. અશ્વોના વાહનમાં[1] મારા સમો કોઇ નથી. સર્વ [2]અર્થસંબંધી કઠિનતામાં અને નિપુણતાનાં કાર્યમાં પૂછવા યોગ્યછું. અન્નસંસ્કાર જાણુંછું. લોકમાં જે શિલ્પ છે તે અને બીજાથી દુષ્કર છે તે સર્વ કરવા હું યત્ન કરીશ. માટે મને રાખો' ઋતુપર્ણે તેને અશ્વાધ્યક્ષ[3] કરી દશ સહસ્રના વેતન (પગાર)થી રાખ્યો. અને વાર્ષ્ણેય તથા જીવલને સાથે રાખ્યા. દમયન્તીનું ચિન્તન કરતો પૂજિત નલ ત્યાં વસ્યો. સદા સાયંકાલે તે આ એક શ્લોક બોલેઃ–

क्व नु सा क्षुत्पिपासार्ता श्रान्ता शेते तपस्विनी ॥
स्मरन्ती तस्य मन्दस्य कं वा साद्योपतिष्ठति ॥ १० ॥

'તે તપસ્વિની, ક્ષુધા, તૃષાથી પીડાતી, અને થાકેલી, તથા 'તે મંદને સંભારતી ક્યાં સૂતી હશે અને અહુણાં કોના ઉપર 'આધાર રાખતી હશે.' એક રાત્રે જીવલે બાહુકને પૂછ્યું કે–'નિત્ય કોઇને શોચોછો.' બાહુક કહે કેઃ–'કોઇ મન્દબુદ્ધિ કંઇ અર્થસારૂ બહુમતા[4] નારીથી છૂટો પડ્યો અને પછી પોતે અસુખે પીડાઈ ભમવા માંડ્યું. શોકવડે બલતો, તેને સંભારતો, નિશાકાલે તે પુરુષ એ શ્લોક બોલતો.' ઇત્યાદિ કહી દમયન્તીને સ્મરતો નૈષધરાજા અજ્ઞાતવાસ[5] ત્યાં વસ્યો. (૬૭)

## (નલદમયન્તીના શોધસારૂ ભીમરાજાનો પ્રયત્ન).

ભાર્યાસહિત નલ દાસતા પામ્યોછે જાણી તેના દર્શનની આ-

---

૧ ચલાવવું. ૨ Political Economy. ૩ ઘોડાનો ઉપરી. ૪ બહુ માન પામેલી. ૫ જેનું વસતું ન જણાયલું એવી રીતે.

કાંક્ષાએ ભીમે દ્વિજોને શોધવા મોકલ્યા. તેમને પુષ્કલ ધન આપી કહ્યું કેઃ–'નલ તથા મારી સુતા દમયન્તીને શોધી લાવશે તેને સહસ્ર ગાયો, અગ્રહાર[1], અને નગરસમાન ગ્રામ દઈશ.' સર્વ દિશામાં બ્રાહ્મણો ગયા. ચેદિપુરીમાં રાજમંદિરમાં રાજાના પુણ્યાહવાચનમાં સુનન્દાની સાથે ઉભેલી દમયન્તીને શોધતા સુદેવ નામે દ્વિજે દીઠી. એટલે સુદેવ બોલ્યો કેઃ–અપ્રતિમ રૂપવતી, પૂર્ણ ચંદ્ર જેવી, પતિના શોકથી આકુલ તેથી રાહુગ્રસ્ત નિશાકરવાળી પૂર્ણમાસીની નિશા જેવી, ઔદાર્ય ગુણવાલી, અને ભર્તૃદર્શનની આકાંક્ષાથી દેહ ધારતી, આકાશમાં નીલ અભ્રથી વિંટાયલી નવી ચંદ્રલેખા જેવી, આ દમયન્તી જ છે.

भर्ता नाम परं भार्या भूषणं भूषणैर्विना ।
एषा हि रहिता तेन शोभमाना न शोभते[2] ॥ १९ ॥

'ભૂષણોવિના નારીનું ભર્તા એજ મ્હોટું ભૂષણ છે. આ શોભતી છે તો પણ તેના વિના નથી શોભતી.' ઇત્યાદિ વિવિધ કારણ અને લક્ષણથી વિચાર કરતો સુદેવ દમયન્તીપાસે જઈ બોલ્યો કેઃ–હું તારા ભ્રાતાનો સખા સુદેવ છું. ભીમરાજાના વચનથી તને શોધવા અહિં આવ્યો છું. તારા પિતા, જનની, ભ્રાતા, અને બે આયુષ્યમન્ત બાલકો, કુશલ છે. પરન્તુ તારે કાજે બન્ધુવર્ગ ગતસત્વ[3] જેવો થઈ ગયો છે. અને શતશઃ બ્રાહ્મણો તમને ખોલતા ભૂમિપર ભમે છે.'

દમયન્તીએ સુદેવને ઓલખ્યો. અને સર્વવિધે પૂછ્યું, અને ભ્રાતાના ઇષ્ટ સુદેવને સહસા જોઈ રોઈ પડી. સુનન્દાએ તે વાર્તા પોતાની માતાને કહી. રાજમાતાએ સુદેવને બોલાવી બધું પૂછ્યું. સુદેવે સુખે બેશીને કહેવા માંડ્યું કેઃ– (૬૮)

'વિદર્ભરાજ ભીમની સુતા દમયન્તી તે એ છે. પુણ્યશ્લોક નલની એ ભાર્યા થાય. દ્યૂતમાં ભ્રાતાથી હરતાનાં તે દમયન્તી

૧ અગ્ર=બ્રાહ્મણ ભોજનસારૂ, હાર=રાજ્યનથી જુદું કરેલું ક્ષેત્રાદિ.
૨ સોરઠો. સ્વામી શ્રેષ્ઠ શૃંગાર ચીન શૃંગારોવિના
સુશોભમાના નાર સ્વામીવિના ન શોભની.
૩ પ્રાણ ગયેલા, મરવા તુલ્ય.

સહિત ક્યારે ગયો તે કોઇના જાણવામાં નથી. અમે દમયન્તીને અર્થે પૃથિવીપર ફરીએછિયે, તે અત્રે મલી. તે શ્યામાના બે ભ્રૂની મધ્યે પદ્મસમાન એક ઉત્તમ સહજ પિપ્લુ (તિલ) છે તે જેમ અભ્રવડે ચંદ્ર વિંટાયો હોય તેમ મલવડે છવાયલો દીઠો. પ્રતિપદાના ચંદ્રની લેખા જેવો વિભૂતિ અર્થે ચિન્હભૂત તે વિરાજેછે તેવડે મેં તે દેવીને ઓલખી.' ઇત્યાદિ સુદેવનાં વચન સાંભલી સુનન્દાએ પિપ્લુપરનો મલ દૂર કર્યો. નિશાકર જેવો પિપ્લુ જોઇ દમયન્તીને આલિંગી રોતાં રાજમાતા અને સુનન્દા મુહૂર્તસુધી સ્તબ્ધ થઇ ઉભાં રહ્યાં. પછી બાષ્પ છોડતાં રાજમાતા બોલ્યાં કેઃ–'તું મારી ભગિનીની દુહિતા છાં. દશાર્ણના અધિપતિ 'મહાત્મા સુદામન્‌ની હું અને તારી માતા એ સુતા છિયેઃ તારી 'માને ભીમરાજાને દીધી. મને વીરબાહુને દીધી. પિતાને ગૃહે 'તને જન્મેલી મેં દીઠી છે. જેવું પિતાનું ગૃહ, તેવું મારૂં પણ તારૂં 'જ છે. આ ઐશ્વર્ય જેવું મારૂં છે તેવું તારૂં છે.' માતાની ભગિનીને પ્રણામ કરી દમયન્તી બોલી કેઃ–'અજ્ઞાયમાના[1] હતી તોપણ સુખે 'વસીછું તો હવે સુખતર વાસ થાય એમાં સંશય નથી. પણ 'ચિર વિયોગવતી મને હવે વિદર્ભ દેશ જવા, આજ્ઞા આપો.

(દમયન્તીનું પિતા ભીમને ત્યાં આવવું અને નલસારૂ શોધ.)

'મહત્ બલથી રક્ષાયલી શ્રીમતીને અન્ન પાન પરિચ્છદ[2] 'સહિત નરવાહિયાન[3] આપી રાજમાતાએ વિદાય કરી. વિદર્ભ 'દેશમાં આવતાં પ્રહૃષ્ટ થઇ સર્વ બંધુજને તેને પૂજી. તે રાત્રે 'વિશ્રામ પામી બીજે દિને દમયન્તીએ માતાને કહ્યું કેઃ–

मां चेदिच्छसि जीवन्तीं मातः सत्यं ब्रवीमि ते ।
नरवीरस्य चैतस्य नलस्यानयने यत ॥ २९ ॥*

'હે માત! હું તને સત્ય કહુંછું કેઃ—જો મને જીવતી ઇચ્છતી 'હાં તો એ નરવીર નલને આણાવવા યત્ન કર.'

---

૧ ન ઓલખાતી એવી. ૨ વસ્ત્ર, ચાકરો આદિ સામગ્રી. ૩ સેના.

* ગીતિ—સુણો! કહુંછું સત્ય જ, જો ઇચ્છો જીવતી મને માતા,
નરવીર નલને લાવ્યા, કરો પ્રયત્નજ તમે અતિ તાતા.

દમયન્તીની માતાએ ભીમને કહ્યું કે:—આપની સુતા દમયન્તી ભર્તાને બહુ શોચેછે. માટે પુણ્યશ્લોકને શોધવા આપના સેવકો પ્રયત્ન કરો. રાજાએ વશવર્તી બ્રાહ્મણોને બોલાવી નલના શોધ્યસાર યત્ન કરવા કહી મોકલ્યા. તેમણે દમયન્તીપાસે જઈ કહ્યું કે,—'અમે જઇએ છિયે.'

દમયન્તીએ તેમને કહ્યું કે:—'સર્વ રાષ્ટ્રમાં જઇને ત્યાં ત્યાં જનસભાઓમાં આ વચન બોલજો:—

क नु त्वं कितव च्छित्वा वस्त्रार्धं प्रस्थितो मम
उत्सृज्य विपिने सुप्तामनुरक्तां प्रियां प्रिय ३७
सा वै यथा त्वया दृष्टा तथास्ते त्वत्प्रतीक्षिणी
दह्यमाना भृशं बाला वस्त्रार्धेनाभिसंवृता ३८
( तस्या रुदंत्याः सततं तेन शोकेन पार्थिव )
प्रसादं कुरु वै वीर प्रतिवाक्यं वदस्व च ३९
एवमन्यच्च वक्तव्यं कृपां कुर्याद्यथा मयि
वायुना धूयमानो हि वनं दहति पावकः ४०
भर्तव्या रक्षणीया च पत्नी हि पतिना सदा
तन्नष्टमुभयं कस्माद्धर्मज्ञस्य सतस्तव ४१
ख्यातः प्राज्ञः कुलीनश्च सानुक्रोशो भवान्सदा
संवृतो निरनुक्रोशः शंके मद्भाग्यसंक्षयात् ४२
तत्कुरुष्व नरव्याघ्र दयां मयि नरर्षभ
आनृशंस्यं परो धर्मस्त्वत्त एव हि मे श्रुतः ४३

'હે પ્રિય કિતવ![1] મારૂં અર્ધ વસ્ત્ર છેદી સૂતેલી અનુરક્તા
'પ્રિયાને વનમાં છોડી તું ક્યાં ગયો છે? અર્ધવસ્ત્રે વિંટાયલી તે
'બાલા જેવી તેં દીઠી હતી તેવીજ બહુ બલતી અને તારી વાટ
'જોતી બેઠી છે.

---

૧ દ્યૂત રમનાર. જુગારી.

સહિત ક્યારે ગયો તે કોઇના જાણવામાં નથી. અમે દમયન્તીને અર્થે પૃથિવીપર ફરીએછિયે, તે અત્રે મલી. તે શ્યામાના બે ભ્રૂની મધ્યે પદ્મસમાન એક ઉત્તમ સહજ પિપ્લુ (તિલ) છે તે જેમ અભ્રવડે ચંદ્ર વિટાયો હોય તેમ મલવડે છવાયલો દીઠો. પ્રતિપદાના ચંદ્રની લેખા જેવો વિભૂતિ અર્થે ચિહ્નભૂત તે વિરાજેછે તેવડે મેં તે દેવીને ઓલખી.' ઇત્યાદિ સુદેવનાં વચન સાંભલી સુનન્દાએ પિપ્લુપરનો મલ દૂર કર્યો. નિશાકર જેવો પિપ્લુ જોઇ દમયન્તીને આલિંગી રોતાં રાજમાતા અને સુનન્દા મુહૂર્તસુધી સ્તબ્ધ થઇ ઉભાં રહ્યાં. પછી બાષ્પ છોડતાં રાજમાતા બોલ્યાં કેઃ–'તું મારી ભગિનીની દુહિતા છાં. દશાર્ણના અધિપતિ 'મહાત્મા સુદામન્‌ની હું અને તારી માતા એ સુતા છિયેઃ તારી 'માને ભીમરાજાને દીધી. મને વીરબાહુને દીધી. પિતાને ગૃહે 'તને જન્મેલી મેં દીઠી છે. જેવું પિતાનું ગૃહ, તેવું મારૂં પણ તારૂં 'જ છે. આ ઐશ્વર્ય જેવું મારૂં છે તેવું તારૂં છે.' માતાની ભગિનીને પ્રણામ કરી દમયન્તી બોલી કેઃ–'અજ્ઞાયમાના[1] હતી તોપણ સુખે 'વસીછું તો હવે સુખતર વાસ થાય એમાં સંશય નથી. પણ 'ચિર વિયોગવતી મને હવે વિદર્ભ દેશ જવા, આજ્ઞા આપો.

**(દમયન્તીનું પિતા ભીમને ત્યાં આવવું અને નલસારૂ શોધ.)**

'મહત્ બલથી રક્ષાયલી શ્રીમતીને અન્ન પાન પરિચ્છદ[2] 'સહિત નરવાહિયાન[3] આપી રાજમાતાએ વિદાય કરી. વિદર્ભ 'દેશમાં આવતાં પ્રહૃષ્ટ થઇ સર્વ બંધુજને તેને પૂજી. તે રાત્રે 'વિશ્રામ પામી બીજે દિને દમયન્તીએ માતાને કહ્યું કેઃ–

> मां चेदिच्छसि जीवन्तीं मातः सत्यं ब्रवीमि ते ।
> नरवीरस्य वैतस्य नलस्यानयने यत ॥ २९ ॥*

'હે માત! હું તને સત્ય કહુંછું કેઃ—જો મને જીવતી ઇચ્છતી 'હાં તો એ નરવીર નલને અણાવવા યત્ન કર.'

---

૧ ન ઓલખાતી એવી. ૨ વસ્ત્ર, ચાકરો આદિ સામગ્રી. ૩ સેના.

* ગીતિ—શુણો કહુંછું સત્ય જ, જો ઇચ્છો જીવતી મને માતા,
નરવીર નલને લાવ્વા, કરો પ્રયત્નજ તમે અતિ તાતા.

દમયન્તીની માતાએ ભીમને કહ્યું કે:—આપની સુતા દમયન્તી ભર્તાને બહુ શોચેછે. માટે પુણ્યશ્લોકને શોધવા આપના સેવકો પ્રયત્ન કરો. રાજાએ વશવર્તી બ્રાહ્મણોને બોલાવી નલના શોધસાર યત્ન કરવા કહી મોકલ્યા. તેમણે દમયન્તીપાસે જઈ કહ્યું કે,—'અમે જઇએ છિયે.'

દમયન્તીએ તેમને કહ્યું કે:—'સર્વ રાષ્ટ્રમાં જઇને ત્યાં ત્યાં જનસભાઓમાં આ વચન બોલજો:—

क नु त्वं कितव च्छित्वा वस्त्रार्धं प्रस्थितो मम
उत्सृज्य विपिने सुप्तामनुरक्तां प्रियां प्रिय ३७
सा वै यथा त्वया दृष्टा तथास्ते त्वत्प्रतीक्षिणी
दह्यमाना भृशं बाला वस्त्रार्धेनाभिसंवृता ३८
( तस्या रुदंत्याः सततं तेन शोकेन पार्थिव )
प्रसादं कुरु वै वीर प्रतिवाक्यं वदस्व च ३९
एवमन्यच्च वक्तव्यं कृपां कुर्याद्यथा मयि
वायुना धूयमानो हि वनं दहति पावकः ४०
भर्तव्या रक्षणीया च पत्नी हि पतिना सदा
तन्नष्टमुभयं कस्माद्धर्मज्ञस्य सतस्तव ४१
ख्यातः प्राज्ञः कुलीनश्च सानुक्रोशो भवान्सदा
संवृत्तो निरनुक्रोशः शंके मद्भाग्यसंक्षयात् ४२
तत्कुरुष्व नरव्याघ्र दयां मयि नरर्षभ
आनृशंस्यं परो धर्मस्त्वत्त एव हि मे श्रुतः ४३

'હે પ્રિય કિતવ![1] મારૂં અર્ધું વસ્ત્ર છેદી સૂતેલી અનુરક્તા 'પ્રિયાને વનમાં છોડી તું ક્યાં ગયો છે? અર્ધવસ્ત્રે વિંટાયલી તે 'બાલા જેવી તેં દીઠી હતી તેવીજ બહુ બલતી અને તારી વાટ 'જોતી બેઠી છે.

---

1 દ્યૂત રમનાર. જુગારી.

'હે પાર્થિવ! તે શોકવડે સદા રોતી તેનાપર, હે વીર! પ્ર-
સાદ કર અને પ્રતિવાક્ય વદ.'

(એ અને જેથી મારાપર કૃપા કરે એવું બીજું પણ કહે જો કે-)

'વાયુવડે વધેલો પાવક નિશ્ચય વનને દહે[1]છે.'

(વળી કહે જો કે)

'પત્ની છે તે પતિવડે સદા ભર્તવ્યા અને રક્ષણીયા છે. તે
'ઉભય, તું ધર્મજ્ઞ અને સત્ તેનાં, કેમ નાશ પામાં? આપ
'સદા પ્રખ્યાત, પ્રાજ્ઞ, કુલીન, અને દયાવાન્ છો. પણ મને શંકા
'આવેછે કે મારા ભાગ્યના ક્ષયને લીધે દયાવિનાના અને શુષ્ક
'થયા છો. પણ હે નરવ્યાઘ્ર! મારા વિષે દયા કર. હે નરર્ષભ!
'આનૃશંસ્ય[2] એ પરમ ધર્મ છે 'એ તારાથીજ મે સાંભળ્યુંછે.''

---

૧ તેમ કાલરૂપી વાયુએ શોકનો અગ્નિ વધી દમયન્તીનું શરીર રૂપીવન તેને બાલેછે; એમ રૂપકવડે કહ્યુંછે. ૨ પ્રાણીને શિક્ષા ન કરવી; દયા.

'તમે એમ બોલતાહો ને કોઈ ઉત્તર આપે તો તે નરને જાણી લેવો અને કોણ છે અને ક્યાં વસેછે એ બધું જાણવું. મારાં વચન સાંભલી જે નર પ્રતિવચન આપે તે અત્રે આણવાં. પણ તમે મારા શાસનથી બોલોછો એમ કોઇને જાણવા દેવું નહિ. તેનું બધું ચિકીર્ષિત[1] જાણી લેવું.'

એવું કહેલા બ્રાહ્મણો સર્વ દિશામાં નલને શોધવા ચાલ્યા. (૬૯)

પર્ણાદનામે દ્વિજે દીર્ઘકાલે નગરમાં પાછાં આવી દમયન્તીને કહ્યું કે:—શોધતાં શોધતાં અયોધ્યાનગરીમાં જઈ ભઙ્ગાસુરના પુત્ર ઋતુપર્ણને તે વાક્ય મેં સંભલાવ્યાં. પણ તે કે તેના પારિષદ[2] કંઈ પણ બોલ્યા નહિ.

પણ પછી ઋતુપર્ણનો સૂત એક બાહુકનામે વિરૂપ અને હ્રસ્વબાહુક[3] છે, જે શીઘ્રયાનમાં[4] કુશલ અને ભોજનમાં મિષ્ટ કર્તા છે, તે બહુ નિઃશ્વાસ નાંખી વારંવાર રોઈ, મારૂં કુશલ પૂછી, પછી બોલ્યો કે:—

वैषम्यमपि संप्राप्ता गोपायन्ति कुलस्त्रियः
आत्मानमात्मना सत्यो जितस्वर्गा न संशयः ॥ ८ ॥

रहिता भर्तृभिश्चैव न क्रुध्यन्ति कदाचन
प्राणांश्चारित्रकवचान्धारयन्ति वरस्त्रियः ॥ ९ ॥

विषमस्थेन मूढेन परिभ्रष्टसुखेन च
वत्सा तेन परित्यक्ता तत्र न क्रोद्धुमर्हति ॥ १० ॥

प्राणयात्रां परिप्रेप्सोः शकुनैर्हृतवाससः
आधिभिर्दह्यमानस्य श्यामा न क्रोद्धुमर्हति ॥ ११ ॥

---

૧ કરવાને ઇચ્છિત. ૨ સભાસાધુ, સભાસદ. ૩ ટુંકા હાથનો. ૪ ઉતાવલથી રથઆદિ ચલાવવામાં.

**सत्कृताऽसत्कृता वापि पतिं दृष्ट्वा तथागतं।**
**भ्रष्टराज्यं श्रिया हीनं क्षुधितं व्यसनप्लुतं* ॥ १२ ॥**

'વૈષમ્યને[1] પ્રાપ્ત થયેલી પણ સતી કુલસ્ત્રિઓ આત્માવડે આ-'ત્માને પાલેછે, તે, જેમણે સ્વર્ગ જીતી લીધુંછે, એવી છે, એમાં 'સંશય નથી. ભર્તાથી રહિતા થાયછે તોપણ કદાપિ ક્રોધ કરતી 'નથી. વર સ્ત્રિઓ ચારિત્રના (સદાચારના) કવચ[2]વાળા પ્રાણ 'ધારણ કરેછે. સુખથી ભ્રષ્ટ થયેલા વિષમસ્થ મૂઢ તેણે ત્યજેલી 'જે, તે તેમાં ક્રોધ કરવા યોગ્ય નથી. પ્રાણયાત્રાને બહુ ઇચ્છ-'તો, પક્ષીએ જેનું વસ્ત્ર હરિ લીધું છે, અને જે આધિથી 'બલતો છે, તેની શ્યામા તેનાપર ક્રોધ કરવા યોગ્ય નથી. 'એવી દશામાં આવી ગયેલા, રાજ્યથી ભ્રષ્ટ, શ્રીથી હીન, ક્ષુધિત, અને 'વ્યસનમાં બુડેલા, પતિને દેખીને, સત્કારાયલી હોય કે સત્કાર ન ક-'રાયલી હોય તોપણ (સતી ક્રોધ કરવા યોગ્ય નથી).' તેનાં એ વચન સાંભલી ત્વરિત અહિંયાં આવોછું. હવે આપ પ્રમાણ છો. ઇચ્છો એમ કરો. દમયન્તીએ પછી માતાપાસે આવી કહ્યું કે;— આપની સંનિધિમાં સુદેવને હું યોજીશ. તે ત્વરિત અયોધ્યામાં જાય. પછી સુદેવને બોલાવી દમયન્તીએ કહ્યું:—'અયોધ્યામાં જઈ 'ઋતુપર્ણને કહો કે:—ભૈમી દમયન્તી પુનઃ સ્વયંવર કરેછે. ત્યાં 'રાજાઓ અને રાજપુત્રો જાયછે. કાળ ગણતાં જણાય છે કે, તે

---

* ગીતિ—કુલીન સ્ત્રી સતી પામે, વિષમ અવસ્થા તથાપિ રહી સત્યે;
પાળી સ્વધર્મ પોતે, સ્વર્ગ જીતેછે અચૂક તે કૃત્યે.
સ્વામી તજે કદિ તોપણ, કદાપિ કોપ ન કરે જ વર નારી;
નિર્મલ પ્રાણ ધરે તે, સજી કવચ સચ્ચરિત્રનું ભારી.
વિષમ દશા પામેલો, મૂઢ, રહિત સુખ, મનાધિથી બલતો,
ભક્ષણ સારૂ ભટકે, હરયું ખગે ત્યાં વસન કરી છલ તો.
રાજ્યથી ભ્રષ્ટ ભુખો વળી, વ્યાકુલ દુઃખથી થયો પતિ જ્યારે;
સત્કાર કરે ન કરે, પણ કરવો ક્રોધ યોગ્ય નહિ નારે.

1 સંકટ, વિલક્ષણતા. 2 બખતર.

'કાલ થશે. જો તમારે એ સંભાવનીય[1] હોય તો તમે શીઘ્ર જાઓ 'તે વીર નલ જીવેછે કે નહિ તે જાણવામાં નથી, તેથી તે કાલ 'સૂર્યોદય પછી દ્વિતીય ભર્તાને વરશે.' સુદેવ ગયો અને કહ્યાપ્રમાણે ઋતુપર્ણને કહ્યું. (૭૦)

સુદેવની વાણી સાંભલી ઋતુપર્ણ બાહુકને કહેછે કે—'હે હય'તત્ત્વજ્ઞ[2]! એક દિવસમાં દમયન્તીના સ્વયંવરમાં વિદર્ભદેશ 'જવા ઇચ્છુંછું.' એમ કહેલા નલનું મન દુઃખથી ફાટી જવા માંડ્યું. નલે મનમાં વિચાર કરવા માંડ્યો કે—'દમયન્તી દુઃખથી 'મોહિતા[3] થઇ એમ કરતી હશે, કે મારે અર્થેજ આ એક 'મહાન્ ઉપાય ચિન્તવ્યો છે......લોકમાં સ્ત્રી સ્વભાવ પણ ચલ'ગણાય છે. અને મારા દોષ પણ દારુણ છે. એમાં જે સત્ય 'કે અસત્ય હોય તે ત્યાં જઇને નિશ્ચય જાણી લઉં. ઋતુપર્ણનું 'કામ અને મારો અર્થ ઉભય કરીશ.' એમ મનમાં નિશ્ચય કરી ઋતુપર્ણને એક દિવસમાં જવાની હા કહી. પછી અશ્વશાલામાં જઇ અશ્વોની પરીક્ષા કરવા માંડી. કૃશ (પાતલા), સમર્થ, તેજ અને બલથી યુક્ત, કુલશીલવાલા, હીન લક્ષણથી વર્જિત, [4]પ્રથુપ્રોથ અને મહાહનુવાલા, દશ આવર્તથી[5] શુદ્ધ અને સિંધુદેશના એવા અશ્વને બાહુકે લીધા. એ જોઇ રાજા કિઞ્ચિત્ કોપ સહિત બોલ્યો કે—'શું અમારી હાંસી કરેછે. આ અલ્પ બલ અને પ્રાણવાલા હયથી કેમ જવાશે.' પરસ્પર કેટલીક ચર્ચા થયા પછી બાહુકે ચાર ઉત્તમ હય રથે યોજ્યા. રાજા ત્વરા કરી તે રથપર ચઢ્યો. એટલે જાનુથી તે હય ભૂમિપર પડી ગયા. બાહુકે તેમનું સાન્ત્વન કર્યું અને રશ્મઓવડે[6] ખેંચીને વાર્ષ્ણેય સૂતને સાથે બેસારીને, વિધિવતે તે હયોત્તમને પ્રેર્યા એટલે રથિને મોહ પમાડતા તે આકાશમાં ઉડ્યા.

---

૧ માન આપવા યોગ્ય અથવા સંભવિત, બની શકે એવી ગતિ. ૨ ઘોડાનું તત્ત્વ જાણનાર. ૩ મૂઢ, દુઃખિતા. ૪ મ્હોટાં નસ્કોરાં અને મુખની નીચેની ફાડ મોટી એવા.. ૫ વાલના ભમરા. ૬ રેન, રાશ.

રથનો ઘોષ સાંભલી તથા હયનું સંગ્રહણ[1] જોઇ નલનો સારથિ વાર્ષ્ણેય બાહુકની હયજ્ઞતા વિષે વિચાર કરવા લાગ્યો. તેમાં બાહુકનું જ્ઞાન બહુ પ્રકારે નલના જ્ઞાનની તુલ્ય લાગ્યું. અને બીજા અનેક વિચાર કરતાં, બાહુક તે નલ જ છે, એમ તેને ભાસ્યું. ઋતુપર્ણ પણ બાહુકની હયજ્ઞતા અને યત્ન જોઇ મોદ પામ્યો. (૭૧)

તે આકાશમાં ચાલનારે, પક્ષીની પેઠે, નદી, પર્વત, અને વનને તુરતજ પાછળ મૂકી દીધાં. રથ એ રીતે જતાં ઋતુપર્ણનું ઉત્તરીય[2] (વસ્ત્ર) નીચે પડી ગયું જોઇ તે પોતે લેવાનું કહ્યું. ત્યાં નલ કહે કે જ્યાં તમારૂં પટ પડયું ત્યાંથી તો એક યોજનસુધી નીકલી ગયા છિયે. આગલ જતાં વનમાં એક ફલવાન્ બિભીતકનો[3] વૃક્ષ દીઠો. તેને જોઈ રાજાએ બાહુકને કહ્યું કે સંખ્યાનમાં[4] મારૂં પણ પરમ બલ તું જો.

सर्वः सर्वं न जानाति सर्वज्ञो नास्ति कश्चन ॥
नैकत्र परिनिष्ठास्ति ज्ञानस्य पुरुषे क्वचित् ॥८॥

‘સર્વે સર્વ (વિદ્યા) જાણતા નથી. કોઈ સર્વજ્ઞ નથી. કોઇ કે-
‘કાણે પુરુષમાં જ્ઞાનની એકત્ર સંપૂર્ણતા નથી.’

એમ કહી તે વૃક્ષનાં પત્રફલની સંખ્યા કહી. એટલે રથ ઉભો રાખી બાહુકે કહ્યું કે.—‘આપ કહોછો તે પરોક્ષ છે તે પ્રત્યક્ષ
‘કરી જાણવા ઇચ્છુંછું. માટે એ વૃક્ષ છેદીને પત્રફલ ગણીશ.’
રાજા કહે કે,—‘વિલંબ કરવાનો આ કાલ નથી.’ બાહુક કહે કે—
‘કાંતો મુહૂર્ત વાટ જૂવો, ત્વરા હોય તો વાર્ષ્ણેયને સારથિ કરી
‘જાઓ. આ માર્ગ!’ રાજા કહે કે:—‘પૃથ્વીમાં તારા જેવો અન્ય
‘સારથિ નથી. હું તને શરણ આવ્યોછું. વિઘ્ન કરવાનું યોગ્ય
‘નથી. આજ જો વિદર્ભમાં જઈ સૂર્ય ઉગતો દેખાડીશ તો તું જે કહીશ તે તારૂં કામ (ઇચ્છા) હું કરીશ.’ બાહુકે તેમ કરવાની હા કહી રથથી ઉતરી વૃક્ષ કાપી ફલ ગણ્યાં, તો કહ્યા પ્રમાણે

1 સારી રીતની પકડથી ચલાવવાની રીતિ. 2 કેડથી ઉપરના શરીરના ભાગ ઉપર ઓઢવાનું. 3 બહેડાં. 4 ગણિત.

થયાં તેથી વિસ્મય પામ્યો. અને ઋતુપર્ણને કહ્યું કે:–'હે રાજન્
'તારૂં આ અતિઅદ્ભુત બલ મે દીઠું! જે વિદ્યાથી તેં જાણ્યું તે
'વિદ્યા સાંભળવા ઈચ્છુંછું.' રાજા કહે કે:–'હું સંખ્યાનમાં
'વિશારદ છું અને [1]અક્ષ-હૃદયજ્ઞ પણ છું.' બાહુક કહે કે:–'એ
'વિદ્યા મને દે અને મારીપાસેથી અશ્વહૃદય વિદ્યા તું લે.'

ઋતુપર્ણે કાર્યગૌરવને[2] લીધે તથા હયજ્ઞાનના લોભથી તેમ કરવા હા કહી. બાહુક અક્ષહૃદયજ્ઞ થતાં જ તેના શરીરમાંથી કલિ નીસરો અને મુખમાંથી કર્કોટકનું તીક્ષ્ણ વિષ વમન કરવા માંડ્યું. સ્વરૂપવાન્ થયેલા કલિને કુપિત નલ શાપ દેવાની ઇચ્છા કરતો હતો તેવામાં, અંજલિ કરી કંપતો અને બીતો કલિ બોલ્યો કે:–'હે નૃપતે! હું પરા કીર્તિ દઈશ. કોપને નિવારો.

'इन्द्रसेनस्य जननी कुपिता माशपत्पुरा ॥
'यदा त्वया परित्यक्ता ततोहं भृशपीडितः ॥ ३४ ॥*

'જારે તારાથી ત્યજાઈ ત્યારે ઇન્દ્રસેનની કુપિતા જનનીએ
'પૂર્વે મને શાપો ત્યાંથી હું બહુ પીડિત છું. નિશદિન નાગરા
'જના વિષવડે બળુંછું. હું તને શરણ આવ્યો છું. મારૂં આ વ-
'ચન સાંભળ. લોકમાં જે મનુજો તારી કીર્તિ ગાશે તેને મા-
'રાથી ઉપજેલું ભય નહિ થાય.'

નલ રાજાએ કોપ નિવાર્યો. કલિએ બિભીતકમાં પ્રવેશ કર્યો. પછી ગતજ્વર થઈ રથ ઉપર ચઢી નલ રાજાએ પક્ષી જેવા હ-યોને પ્રેર્યા, અને વિદર્ભ ભણી ચાલ્યો. (૭૨).

સાયાહ્નને ઋતુપર્ણ વિદર્ભદેશમાં આવ્યો. જનોએ તે ભીમરા-જાને નિવેદન કર્યું. પછી ભીમના વચનથી ઋતુપર્ણે કુણ્ડિન નગરમાં પ્રવેશ કર્યો. તેના રથના ઘોષે સર્વ દિશાઓ ગાજી

---

૧ પાસાનો અંતરનો ભેદ જાણનાર, દ્યૂતવિદ્યા જાણનાર. ૨ કરવાના કામની મ્હોટાઇ.

* ગીતિ. સતી ઇન્દ્રસેનજનની પૂર્વે આપે ત્યજી તદ, કોપ કરી,
શાપ દીધો છે તેથી અતિ પીડિત છું ન બેસતો જ ઠરી.

રહી. જલદાગમ[1] સમયે નાદ કરતા મેઘના ગંભીર ઘોષ જેવા તે રથઘોષને દમયન્તીએ સાંભલો. મયૂર, હસ્તી, હય આદિ સર્વ તે નલના રથનો મેઘનાદ જેવો ઘોષ સાંભલી નાદ કરવા લાગ્યાં. દમયન્તી મનમાં વિચારવા લાગી કેઃ—'આ રથનો નિ-
'ર્ઘોષ મેદિનીને પૂરી દેતો હોય તેમ મારા ચિત્તને આહ્લા-
'દેછે[2] તેથી (રથમાં) એ મહીપતિ નલ જ છે. જો અસંખ્યેય[3]
'ગુણવાન્ વીર નલને આજ ન જોઉં તો હું નાશ પામીશ......
'અનૃત, અપકાર આદિ એનામાં મને સાંભરતું નથી. નલરાજા,
'પ્રભુ, ક્ષમાવાન્, વીર, દાતા, અને સર્વ નૃપથી અધિક છે.
'તેના ગુણને સ્મરન્તી તત્પરા એવીનું, મારૂં પ્રિય વિનાનું કરા-
'યલું, આ હૃદય શોકથી નિશદિન ફાટી જાયછે.'

એમ વિલાપતી પુણ્યશ્લોકને જોવાની ઇચ્છાયે મંદિર ઉપર ચઢી. ઋતુપર્ણ, વાર્ષ્ણેય, અને બાહુક રથમાંથી ઉતરા. ભીમે ઋતુપર્ણને પૂજો, અને પૂછ્યું કે 'સ્વાગતનું શું કાર્ય છે.' ઋતુપર્ણે કહ્યું કે 'આપને અભિવન્દન કરવા આવ્યો છું.' ભીમને તે કારણ અલ્પ લાગ્યું પણ તેનો સત્કાર કરી 'આપ શ્રમિત છો માટે વિશ્રામો' એમ વારંવાર ભીમે કહ્યું. વાર્ષ્ણેય સહિત ઋતુપર્ણ મંદિરમાં ગયા પછી બાહુક રથને લઇ રથશાલામાં ગયો. ત્યાં અશ્વ છોડી તેનો શાસ્ત્ર પ્રમાણે ઉપચાર કરી પછી પોતે રથ પાસે બેઠો.

શોકાર્તા દમયન્તીએ એ ત્રણને જોઇ અનેક તર્ક કરા. અને પછી નલને જોવા કેશિની નામે દૂતી મોકલી. (૭૩)

અને તેને કહ્યું કેઃ—'એ રથવાહક પાસે જઇ તે પુરુષને
'મૃદુપૂર્વક કુશલ સહિત બધું તત્ત્વ પૂછ. મને મહતી શંકા છે
'કે,—એજ નલનૃપ છે. કારણ કે મનની તુષ્ટિ અને હૃદયની
'નિર્વૃતિ[4] થાયછે.'

---

૧ પાણી દેનારના આવવા કાલે, વર્ષાકાલે. ૨ આનંદ આપેછે. ૩ સંખ્યા કરી શકાય નહિ એવા. ૪ સુખ, સ્વસ્થતા.

यथा च मनसस्तुष्टिर्हृदयस्य च निर्वृतिः ।

'કથાને અન્તે તેને પર્ણાદનાં વચન કહેજે. અને પ્રતિવાક્ય 'સમજી લેજે.' દમયન્તીએ પ્રાસાદપરથી જોવા માંડયું અને સમાહિતા[1] દૂતીએ જઇને બાહુકને કહ્યું કે:—'મનુષ્યેન્દ્ર! તમને 'સ્વાગત અને કુશલ છે. દમયન્તીનાં વચન સાંભલો. આપ 'ક્યારે નિકલ્યા હતા અને શા અર્થે અહિં આવ્યા છો. યથાન્યાય- 'તત્ત્વ હોય તે કહેજો. વૈદર્ભી સાંભલવા ઇચ્છેછે.'

બાહુક કહે કે:—'દમયન્તીનો દ્વિતીય સ્વયંવર થાયછે એમ 'દ્વિજથી સાંભલી મહાત્મા રાજા આવ્યા તેનો હું સારથિ છું. 'તૃતીય છે તે પુણ્યશ્લોકનો સૂત વાર્ષ્ણેય છે. હું પણ અશ્વકુ- 'શલ છું અને ઋતુપર્ણે પોતે મને રાખ્યો છે.' કેશિનીએ પૂછ્યું કે:—'નલરાજા ક્યાં ગયા છે તે વાર્ષ્ણેય જાણતો હશે, અને 'તેણે તમને કહ્યું હશે.' બાહુક કહેછે કે:—'અશુભકર્મી 'નલનાં બાલકોને અહિં મૂકી તે ગયો. નલ ક્યાં છે તે તે જા- 'ણતો નથી. બીજો પણ કોઇ પુરુષ નલને જાણતો નથી. આ 'લોકમાં તે મહીપતિ નષ્ટરૂપ[2] થઇ ગૂઢ[3] ફરેછે. નલને આત્મા '(નલ) જ જાણેછે અને તેની તદનન્તરા[4] જે છે તે જાણેછે. 'કહિં પણ નલે પોતાનાં ચિહ્ન દેખાડ્યાં નથી.'

કેશિની બોલી કે અયોધ્યામાં બ્રાહ્મણે જઇ આવાં નારીવાક્યો કહ્યાં હતાં, એમ કહી પૂર્વે ૬૯ માં અધ્યાયમાં ૧૨૯ પૃષ્ઠમાં લખેલાં क्व नु त्वं कितव च्छित्त्वा–આદિ વાક્યો બોલી. અને પછી બાહુકને કહ્યું કે,—'એ સાંભલી આપે પ્રતિવચન તેને દીધાં તે દમયન્તી ફરી સાંભલવા ઇચ્છે છે'. એ સાંભલી નલનું હૃદય વ્યથિત થયું અને લોચન અશ્રુપૂર્ણ થયાં. પરન્તુ આત્માના દુઃખને ગૃહી રાખી દહ્યમાન નલ બાષ્પથી સંદિગ્ધ થયેલી વાણીએ–वैषम्यमपिसंप्राप्ताઇત્યાદિ ૭૦ મા અધ્યાયમાં પૃષ્ઠ ૧૩૧ માં લખ્યા

---

૧ સાવધાન. ૨ જેના રૂપનો નાશ થયોછે એવો. ૩ ગુપ્ત, છાનો. ૪ તેના પછીની તુરતજ બીજી, અર્ધાંગના. Second-self.

પ્રમાણે ફરી બોલો. તે વાકયો બોલતાં પરમ દુઃખિત નલ બાષ્પને સહી ન શકયો અને રોવા માંડયું. કેશિનીએ જઇને તેનું સર્વે કથિત અને તે વિકાર દમયન્તીને નિવેદન કર્યાં.(૭૪)

બાહુકનેવિષે નલની શંકા કરતી દમયન્તીએ તે સાંભલી કેશિનીને કહ્યું કે,–'ફરી જા અને પરીક્ષા કર. માગે તો પણ ત્વરાથી અગ્નિ કે જલ દઇશ નહિ. તેનું ચેષ્ટિત જો અને જે જે દૈવ કે માનુષ નિમિત્ત[1] દેખાં તે મને કહેજે.' કેશિનીએ તે પ્રમાણે બધું જોઇ આવી દમયન્તીને કહ્યું કે,–'તેના જેવો શુચિઉપચાર[2] પૂર્વે 'દીઠોએ નથી અને સાંભલ્યોએ નથી. સંચાર નીચો હોય તો- 'પણ તેને નમવું પડતું નથી. તેણે જોયું એટલે કુમ્ભ જલથી 'ભરાઈ ગયા. મુષ્ટિમાં તૃણ લઇ સૂર્યે સન્મુખ કર્યાં એટલે અગ્નિ 'સહસા પ્રજ્વલિત થયો. એ અદ્ભુત જોઈ વિસ્મય પામી હું 'અત્રે આવીછું. અગ્નિને સ્પર્શ કરેછે પણ દાઝતા નથી. પુષ્પો- 'ને હસ્તથી મર્દે છે તોપણ તે અધિક સુગન્ધી અને હૃષિત[3] 'થાય છે.'

દમયન્તીએ નલનું ચેષ્ટિત સાંભલી માન્યું કેઃ—'બાહુકના 'રૂપમાં નલ જ પ્રાપ્ત થયા છે.' પછી મહાનસમાંથી[4] બાહુકથી ઉપસંસ્કૃત[5] થયેલું માંસ મંગાવું અને તેને ચાખીને તે સૂતને નલ માની, પછી ભ્રાતાસહિત ઇન્દ્રસેનાને કેશિની સાથે બાહુકપાસે મોકલ્યાં. તેમને ઓલખતાં રાજાએ (બાહુકે) આલિંગી અંકમાં[6] આંણ્યાં. અને સુરસુતોપમ[7] બાલકોને પામીને તે સુસ્વરથી રોયો. એ રીતે અનેક વાર વિકાર દેખાડી સહસા બાલકોને દૂર કરી કેશિની પ્રતિ બોલ્યો કે,—'આ સદૃશ મારાં 'બે બાલક છે. તેથી તેમને દેખી સહસા બાષ્પ વિસર્જન થયું.

---

૧ ચિહ્ન. ૨ જલસ્થલ શુદ્ધિઆદિપર જય. ૩ પ્રફુલ્લિત, તાજાં. ૪ રસોડું. ૫ સંસ્કાર પામેલું, રાંધેલું. ૬ શરીર વલવાનો ભાગ, કેડ, ખોલો. ૭ દેવનાં બાલક જેવાં.

'તને બહુવાર આવતી જોઇ જન દોષથી શંકશે. અમે પરદેશી 'અતિથિ છિયે. માટે તું સુખે જા.* (૭૫)

## (નલદમયન્તીનો સમાગમ.)

કેશિનીએ આવીને પુણ્યશ્લોકના સર્વ વિકાર દમયન્તીને કહ્યા. નલના દર્શનની આકાંક્ષાથી દુઃખાર્તા દમયન્તીએ તેને માતાની પાસે મોકલી; અને કાહવ્યું કેઃ–'નલની શંકાવડે બહુ રીતે બાહુકની પરીક્ષા મેં કરી. રૂપવિષે મને એક સંશય છે. હવે હું પોતે જાણુવા ઇચ્છુંછું. તેનો પ્રવેશ અત્ર થાઓ અથવા મને (ત્યાં જવાની) આજ્ઞા આપો.' તે માતાએ ભીમરાજાને કહ્યું. માતા-પિતાની આજ્ઞા લઈ જ્યાં તેનો વાસ હતો ત્યાં નલને પ્રવેશ કરાવ્યો. તે દમયન્તીને સહસા દેખી નલનૃપ શોક દુઃખથી અશ્રુએ નવાઈ ગયો. તે નલને તેવો દેખીને દમયન્તી પણ તીવ્ર શોકથી

---

* રાગ દેશાખ—(શુણ સાહેલડીરે, મ્હારે નંદ કુંવર શું નેહ. એ રાગ.)

સુંદરતા ભર્યાંરે, બાલક દિઠાં બાહુકે બેય;
નિજની, નારીની રે, જાણે આવી પ્રતિમા તેય.
આનંદ ઉમગ્યો રે, પ્રસર્યો સુખરસ રોમે રોમ;
(જેમ) સાગર ઉછલે રે, દેખી નિજ દૃષ્ટે સુત સોમ.
સાવધતા સરી રે, આવ્યું સહજ વૃત્તિનું સુખ,
ઉમળકે ઉઠી રે, ધાયો વિસરી દારુણ દુઃખ.
આલિંગી અતિ રે, અંકે બેસાર્યાં બે બાલ;
સાંભરી આવિયો રે, કહે કહાડો કઠિન કાલ.
પરિતાપે તપી રે, દેહમાં ઉકલ્યું દુઃખનું હીમ;
નીર નયને વહે રે, ત્યાં નવ રહ્યો રુદનનો નીમ.
વિવિધ વિકારથી રે, અવશ થૈ મૂકે મને વિવેક;
રાખ્યા નવ રહ્યા રે છાના, મનના ભાવો છેક.
શુદ્ધિ આવતાં રે, કર્યાં કુલદીપક બાલક દૂર;
કેશિનીને કહ્યું રે, એ સદૃશ સુજ પ્રજા મધુર,
તાદૃશ નીરખી રે, સહસા મનમાં ઉપજ્યો સ્નેહ;
વિકલ તેથી થઇ રે, અયોગ્ય આચરિયું કંઈ એહ.
શિશુ લઇ સંચરો રે, નહિ તો દુર્જન મુકશે દોષ;
અહિં અતિથી અમે રે, અમપર કરશો માં કોઈ રોષ.

આવેશિત થઇ ગઇ. [1]કાષાયવસ્ત્રવાલી, જટિલા[2] દમયન્તી પછી બાહુકપ્રતિ બોલી કેઃ—'હે બાહુક! પૂર્વે તમે એવો કોઈ ધર્મજ્ઞ 'પુરુષ દીઠો છે કે જે વનમાં સૂતેલી સ્ત્રીને છોડીને ગયો? 'નિરપરાધિની, શ્રમ મોહિતા,[3] પ્રિયાભાર્યાને વિજનમાં ત્યજીને 'પુણ્યશ્લોક નલવિના કોણ જાય! સાક્ષાત્ દેવોને મૂકીને મારા-'વડે જે પૂર્વે વરાયા, તે, અનુવ્રતા, સાભિકામા અને પુત્રિણી 'મને ત્યજનારા કેમ થયા? અગ્નિ સમીપ અને દેવોની આગલ 'પાણિ ગૃહી 'ભવિષ્યામિ' (સદા તારો થઇશ) એ સત્યની 'પ્રતિજ્ઞા કરી, તે કયાં ગયું?'* એમ બોલતી દમયન્તીના નેત્ર-માંથી શોકજ જલ બહુ સ્ત્રવ્યું. રક્તાન્ત નેત્રથી જલ સરાવતો નલ પણ તે શોકાર્તા દમયન્તીને જોઇ તેપ્રતિ બોલો કેઃ—'હે 'ભીરુ! મારા રાજ્યનો જે નાશ, અને જે તને મેં ત્યજી તેનો 'કરનાર હું પોતે નથી. તે કલિએ કરવું હતું. મને નિશદિન 'શોચતી, દુઃખિતા, અને વનસ્થા એવી તું તેના શાપથી સદા 'બલતો તે કલિ મારા શરીર વિષે અગ્નિમાં અગ્નિ મૂકો હોય 'એમ વસતો હતો. મારા વ્યવસાય[4] અને તપવડે તે જીતાયો. 'હે શુભે! આપણા દુઃખનો એ અન્ત થયો છે.'

'दुःखस्यान्तेन चानेन भवितव्यं हि नौ शुभे' ।

---

૧ ભગવાં. ૨ જટાવાલી, બ્રહ્મચારિણી. ૩ થાકથી મૂર્છા પામેલી.

* સોરઠા—બાહુક! દીઠો કોય, ધર્મ જાણ આગલ કદા
ત્યજી સૂતી સતીને સોય, વનમાં મૂકી ચાલો ગયો.

નિર્દોષિણી પ્રિય નારી દુઃખિની, નિર્જન વન વિષે;
કહો કોણ ત્યજનાર, પુણ્યશ્લોક નલના વિના.?
પ્રિયનો શો અપરાધ, કર્યો હશે અજ્ઞાત મેં;
જે સૂતી વને અગાધ, સુનિ સતી મૂકી ગયા પતિ.
દેવ હતા સાક્ષાત્, તેને ત્યજી નલને વરી;
પુત્રપુત્રીની માત, પ્રીતિમય સતીને ક્યમ ત્યજી?
દેવ સમીપ ગ્રહી હાથ, "સદા થઇશ હું તાહરો"
વદ્યા વચન જે નાથ, તે કરી અસત્ય કયાં ગયા?

૪ ઉદ્યમ, અનુષ્ઠાન.

'મને મૂકીને તે પાપ ગયો છે, તેથી તારે અર્થે હું આહિં આ-
'વ્યોછું. મારે અન્ય પ્રયોજન નથી. પણ અનુવ્રત અને અનુરક્ત
'ભર્તાને ત્યજીને કહીં પણ નારી તારી પેઠે અન્યને કેમ વરે?
'પૃથિવીપર દૂતો ફરેછે કે,–'ભૈમી (દમયન્તી) દ્વિતીય ભર્તાને
'વરશે.' એ સાંભલી ઋતુપર્ણ ત્વરિત આવ્યાછે.' નલનું એ પરિ-
દેવિત[1] સાંભલી કંપતી, અંજલિવતી, ભીતા દમયન્તી બોલી
કે:–'હે કલ્યાણ! દોષવડે મને શંકવા આપ યોગ્ય નથી. દેવોને
'ત્યજીને આપને વરીછું. આપના આગમ અર્થે દશે દિશાએ
'ગાથાવડે મારાં વાક્યો ગાતા બ્રાહ્મણો ગયાછે......આપે પર્ણા-
'દને પ્રતિવાક્ય કહ્યાં તે લઇ આવતાં, આપને અત્ર આણવાનો
'આ ઉપાય મેં દીઠો કે આપવિના એક દિવસમાં અશ્વવડે શ-
'તયોજન જવા કોઇ સમર્થ નથી.

'હે મહીપતે! અસત્કૃત કિન્ચિત્ મનવડે પણ મેં આચર્યું
'નથી, તે સત્યવડે હું આ બે પાદને સ્પર્શું છું. જો મેં કંઇ
'પાપ આચર્યું હોય તો, આ લોકમાં ભૂતના સાક્ષી સદાગતિ
'(વાયુ) તથા આકાશચારી સૂર્ય મારા પ્રાણને મૂકી ઘો.
'સર્વ ભૂતોના અન્તર્માં સાક્ષીવત્ વિચરતા ચંદ્રમા તેપણ
'મારા પ્રાણને મૂકી ઘો......ત્રિલોકને ધારનારા એ દેવત્રય જે
'સત્ય હોય તે બોલો અથવા મને ત્યજો.*' દમયન્તી એ એમ
કહેતાં અન્તરિક્ષથી વાયુ વદ્યો કે,–'હે નલ! સત્ય કહુંછું કે
'એણે પાપ કર્યું નથી. દમયન્તીનો સુરક્ષિત શીલનિધિ
'વધ્યોછે. ત્રણ વર્ષસુધી અમે એના સાક્ષી અને રક્ષી છિયે.
'એ અતુલ ઉપાય તારે અર્થેજ તેણે યોજ્યો હતો. તેં દમયન્તીને
'પ્રાપ્ત કરીછે, અને દમયન્તીએ તને પ્રાપ્ત કરી છે. એમાં તારે

---

૧ અનુશોચિત, વિલાપેલું.

* **સોરઠા**—કિંચિત્ પણ કુવિચાર, નથી કર્યો કદિ મન વિષે;
તે સત્યે હું સાર, સ્પર્શું તવ પદ મહીપતે!
સાક્ષી સર્વના ભાણ, વળી વાયુ, ને ચંદ્રમા;
હરજો મારા પ્રાણ, જો કર્યું હોય દૂષિત મન.

'શંકા ન કરવી!' વાયુ એમ વદતો હતો ત્યાં પુષ્પવૃષ્ટિ પડી, દેવનાં દુન્દુભિઓ વાગ્યાં; અને શિવ[1] પવન વાયો. એ અદ્ભુતતમ દેખી નલરાજાએ શંકા છોડી દીધી; અને નાગરાજને સંભારી તે વસ્ત્ર પહેર્યાં અને [2]સ્વરૂપ લીધું. સ્વરૂપી પુણ્યશ્લોક ભર્તાને દેખી અનિન્દિતા દમયન્તી તેને આલિંગીને ઉચ્ચે સ્વરે બહુ રોઈ.

નલરાજા પણ દમયન્તીને અને બાલકોને પૂર્વ પ્રમાણે આલિંગી બહુ આનન્દો. નલના [3]ઉરવિષે વક્ત્ર મૂકી, દુઃખે વિંટાઈ ગયેલી શુભાનના દમયન્તી બહુ નિઃશ્વાસ નાંખતી હવી. નલપણ તે શુચિસ્મિતાને આલિંગીને શોકવ્યાપ્ત થઈ બહુવાર સ્તબ્ધ થઇ ઉભો રહ્યો. દમયન્તીની માતાએ ભીમરાજાને એ સર્વ વૃત્તાન્ત કહ્યો. વનમાંનું પુરાતન સર્વ ચરિત્ર કહેતાં મુદિત ઉભય નલ દમયન્તી સાથે તે રાત્રિ ત્યાં રહ્યાં.

એમ ચોથે વર્ષે ભાર્યાસાથે સંગમ પામી સર્વ કામવડે સિદ્ધાર્થ થઇ નલ પરમ મોદ પામ્યો. દમયન્તીપણ, અર્ધઉગેલાં તૃણવતી વસુંધરા જેમ જલ પામી થાય તેમ, ભર્તાને પામીને અતીવ પ્રફુલ્લિતા થઈ. તે શાન્તજ્વરા, હર્ષથી જેનું સત્ત્વ વધ્યુંછે એવી, આપ્તકામા દમયન્તી, જેમ ઉદિત શીતાંશુ (ચંદ્ર)થી રાત્રિ શોભે તેમ વિરાજતી હવી.* (૭૬)

રાત્રિ ગાળી નલરાજા અલંકૃત થઇ દમયન્તી સહિત ભીમ-

---

૧ કલ્યાણકારી. ૨ પોતાનું આગળ જેવું રૂપ. ૩ છાતી ઉપર મુખ મૂકી.

* **ગીતિ**—અન્તાચકા જ ખાતું દુઃખ ઉછળી આવ્યું પામતું નાશ
વક્ત્ર પતિઉરપર મૂકી શુભાનના અતિ મૂકેછ નિઃશ્વાસ.
પતિ પામી દમયન્તી થઇજ પ્રફુલ્લિત સુગુણીની સુમનહરા
જેમ જલપામી ખીલે અર્ધઉગેલાંતૃણવતી વસુંધરા.
ઈન્દ્રવજ્રા—થૈ નષ્ટ કષ્ટા મન અર્થ પામી, આનંદ વાધ્યો સતી દુઃખ વામી;
વૈદર્ભી શોભે નલ પામી આજે, ચંદ્રપ્રકાશે જેમ રાત્રિ રાજે.

પાસે દેખાયો અને શ્વશુરને[1] નલે અભિવાદન કહ્યું, પછી દમયન્તી પણ પિતાને વંદી. ભીમે પણ પુત્રવત્ પરમ મોહવડે તેનું ગ્રહણ કરી યથાયોગ્ય પૂજી આશ્વાસ્યો. પછી નલને આવ્યા દેખી નગરમાં જનનો મહા હર્ષજ સ્વન[2] થયો. રાજમાર્ગ સિક્ત[3] અને સ્વલંકૃત થયા. બાહુકના વેશમાં નલ હતો તેનો દમયન્તી સાથે યોગ થયો, એ સાંભલી ઋતુપર્ણ પણ હર્ષ પામ્યો. અને નલપાસે ક્ષમા માગી......કહ્યું કેઃ–'મારે ઘેર અજ્ઞાતવાસ આપ વસતા ત્યારે મેં અપરાધ કર્યો નથી, તોપણ કદાપિ બુદ્ધિપૂર્વક વા અબુદ્ધિવડે કંઇ અકાર્ય કર્યાં હોય તો ક્ષમા કરવા યોગ્ય છો.'

નલ ઉત્તર દેછે કેઃ—'હે પાર્થિવ! આપે સ્વલ્પ પણ અપ-
'રાધ કર્યો નથી......આપ પૂર્વેથી મારા સખા અને સંબન્ધી છો
'અને હવે પછી તો બહુ પ્રીતિને યોગ્ય છો. સર્વ કામના પામી
'આપના સમીપે હું સુખથી વસ્યો છું. જેવો સ્વગૃહે ન હતો તેવો
'તમ ગૃહે સદા હતો. આપનું આ હયજ્ઞાન છે તે આપ લ્યો.'
વિધિપૂર્વક અશ્વહૃદય આપી અક્ષહૃદય નલે લીધું. ઋતુપર્ણ સ્વપુર ગયો. (૭૭)

## (નલ સ્વદેશ જઈ રાજ્ય પાછું જીતી લેછે.)

નલરાજા કુણ્ડિન નગરમાં એક માસ રહી પછી ભીમની આજ્ઞા લઈ, એક રથ, શોલ હસ્તી, પચાશ હય, અને છસો પદાતિના, અલ્પ પરિવારસાથે નીકલી ત્વરાથી નિષધ દેશમાં આવ્યો. પછી પુષ્કરપાસે આવી નલે કહ્યું કેઃ—'ફરી દ્યૂત રમીએ. મેં બહુ વિત્ત મેલવ્યું છે. દમયન્તી, અને મારૂં જે જે અન્ય છે તે મારો સંન્યાસ[4], અને રાજ્ય તે તમારો સંન્યાસ. ફરી દ્યૂત ચલાવવા મારી નિશ્ચિતા મતિ છે માટે પણમાં સર્વસ્વ અને પ્રાણ પણ મૂકો. પારકું રાજ્ય કે વસુ જીતીને પછી પ્રતિપાણ[5] દેવું એ પરમ ધર્મ કહ્યો છે. જો તમે દ્યૂત વાંચ્છતા ન હો તો યુદ્ધદ્યૂત

---

૧ સસરા. ૨ શબ્દ. ૩ સુગંધી પદાર્થ છાંટેલા. ૪ હોડમાં મૂકવાની વસ્તુ, આપી દેવાનું, સર્વ ત્યાગ. ૫ સામી હોડ, રવદ.

પ્રવર્તાવો. અથવા તમારા અને મારા દ્વૈરથ[1] વડે આપણી શાન્તિ થાઓ. કારણ કેઃ—

वंशभोज्यमिदं राज्यमर्थितव्यं यथा तथा ।

'વંશપરંપરાથી ભોગવવા યોગ્ય રાજ્ય ગમેતે પ્રકારે સંપાદન 'કરવા યોગ્ય છે.' પુષ્કરે આત્મજય[2] માની દ્યૂત અંગીકાર કર્યું. અને કહ્યું કેઃ—'મારા હૃદયમાં નિત્ય દમયન્તી છે તેને જીતીને કૃતકૃત્ય થઈશ.'

પછી પુષ્કર નલનું દ્યૂત પ્રવર્ત્યું. અને એક જ [3]પાણવડે નલવીરથી પુષ્કર પરાજિત થયો. પુષ્કરને જીતિ હસતો નલ કહેછે કેઃ–'આ સર્વ હતકંટક અને અવ્યગ્ર રાજ્ય મારૂં છે. વૈદર્ભી તો 'જોવાવા પણ તારે શક્ય નથી. હે મૂઢ! સપરિવાર તું તેના દા- 'સત્વમાં આવી ગયોછું. હું જે પૂર્વે જીતાયો હતો તે તારૂં કર્મ 'ન હતું, તે કલિનું કર્મ હતું. માટે પરકૃત દોષ હું તારામાં મૂ- 'કતો નથી. સુખે તું જીવ્. તારા પ્રાણ હું આપુંછું, તેમજ સ્વ- 'અંશ[4] અને સર્વ સંભાર[5] પણ આપુંછું. હે વીર! તારાવિષે મારી 'પ્રીતિ પણ પૂર્વ જેવીજ છે એમાં સંશય નથી......પુષ્કર તું 'મારો ભ્રાતા છે. શત શરદ[6] જીવ.' કૃતાંજલિ પુષ્કર નલને અભિવન્દી બોલ્યો કેઃ–'મને પ્રાણ અને અધિષ્ઠાન[7] આપ- 'નાર આપની અક્ષય્યા કીર્તિ થાઓ અને સુખી થઇ અયુ- 'તવર્ષ જીવો.' નલરાજાએ એમ સત્કારેલો પુષ્કર ત્યાં એક માસ રહી પછી સ્વપુર ગયો. નલરાજાએ શ્રીમત્ શોભિત પુરમાં પ્રવેશ કરી સર્વને સાન્ત્વન કર્યું. અમાત્ય સહિત પ્રમુખ જનોએ આવીને કહ્યું કેઃ—રાજન્! જેમ દેવ ઇન્દ્રને પામે તેમ ઉપાસના સારૂ આપને આજ પામી અમે નિર્વૃત[8] થયા. (૭૮)

પ્રશાન્ત અને હૃષ્ટપુરમાં મહોત્સવ પ્રવર્ત્યો, અને રાજાએ

---

૧ એકેક રથમાં બેસી એકલા રાજે રાજા લડે તેવું યુદ્ધ. Single combat.
૨ પોતાનો જય. ૩ દાવ. ૪ પોતાનો ભાગ. ૫ સામગ્રી, જોઇતા પદાર્થ.
૬ સો શરદ્ઋતુસુધી. ૭ આશ્રય, સ્થિતિ. ૮ સ્વસ્થ, સુખી.

દમયન્તીને અણાવી. જેમ દેવરાજ ઇન્દ્ર નન્દનમાં વર્તે તેમ સપુત્રા દમયન્તી આવતાં નલે આનન્દમાં વર્તવા માંડયું, અને રાજ્યનું શાસન કરવા માંડયું, તથા વિધિવત્ વિવિધ યજ્ઞવડે યોગ્ય દક્ષિણા આપી બહુ પુણ્ય કર્મ કર્યાં.

બૃહદશ્વઋષિ યુધિષ્ઠિરને કહેછે કેઃ—દેવનથી[1] નલ ભાર્યાસહિત એ પ્રમાણે દુઃખ પામ્યો. એટલે જ નલે ઘોર દુઃખ પણ ભોગવ્યું અને પાછો અભ્યુદય પણ તે પામ્યો. અને તમે તો ભ્રાતા તથા સ્ત્રી સાથે આ મહારણ્યમાં વેદવેદાંગપારગ બ્રાહ્મણોસહિત ધર્મનું ચિન્તન કરતા વસોછો. તેમાં શી પરિદેવના[2] છે.

'अस्थिरत्वं च संचिंत्य पुरुषार्थस्य नित्यदा ।
तस्योदये व्यये चापि न चिन्तयितुमर्हसि ॥ १३ ॥'

પુરુષાર્થનું અસ્થિરત્વ નિત્ય સારી રીતે ચિન્તિને, તેના ઉદયમાં કે વ્યય (અસ્ત) માં ચિન્તા કરવાને તું યોગ્ય નથી.

विषमावस्थिते दैवे पौरुषेऽफलतांगते ।
विषादयन्ति नात्मानं सत्त्वोपाश्रयिणो नराः ॥ १४ ॥

સત્ત્વના ઉપાશ્રયી નરો, દૈવ વિષમ અવસ્થિત થએ અને પૌરુષ અફલ થયે છતે, આત્માને વિષાદતા નથી.

ઇન્દ્રવજ્રા છંદ.

અસ્થિર નિત્યે પુરુષાર્થ માની,
અસ્તોદયે દ્વંદ્વ ન પામ, જ્ઞાની!
દુર્દૈવ ને નિષ્ફલ યત્ન ગુણી
ના શોક પામે નર સત્વગુણી.

18439

---

૧ દ્યૂત. ૨ અનુશોચન. કરેલું કામ સારૂં ન હતું એવી બુદ્ધિથી પરિતાપ પામવો તે.